ન હોય અથવા પૂર્વે ( અન્યગતિ યોગ્ય ) આયુષ્ય બાંધી લીધું ન હોય તો અવશ્ય વિમાનવાસી ( વિમાનિક ) દેવપણે ઉત્પન્ન થાય છે, મતલબ કે સમકિતની અખંડ આરાધના કરનારની જરૂર સદ્ગતિજ થાય છે. ૧૦૨

**अचलियसंमत्ताणं । सुरावि आणं कुणंति भत्तीए ॥**
**जह अमरदत्तभज्जाए । अहव निववक्कमाइणं ॥ ३ ॥**

અચળ સમકિતવંતની દેવતાઓ પણ ભક્તિથી સેવા બજાવે છે, અમરદત્તની ભાર્યા અને વિક્રમ નૃપતિની પેરે. ૧૦૩

## 'અમરદત્ત ભાર્યા ચરિત્ર.'

શ્રેષ્ઠી પુત્ર અમરદત્ત વ્યાપારાર્થે પરદેશ ગયેલો ત્યાં જિનમતિ **નિઃશંક** શ્રેષ્ઠીની **વિમળયશા** નામે પુત્રીને અત્યંત રૂપવંતી જોઇને તેની સાથે પાણિ ગ્રહણ કરવા તેણે તેના પિતાને પ્રાર્થના કરી, પણ વિધર્મી હોવાથી તેમાં તે ફાવી શક્યો નહિ; ત્યારે પ્રથમ તો કપટથી શ્રાવક બની જૈન ગુરૂ પાસે ભણી યથાર્થ તત્ત્વ જાણી વ્રતધારી થયો. પછી તે શ્રેષ્ઠીપુત્રીને પરણી સ્વદેશ ગયો. ત્યાં અમરદત્તના માતા પિતા વિધર્મી હોવાથી દ્વેષ કરવા લાગ્યા, સ્ત્રી ઉપર ખોટું આળ ચઢાવ્યું, બહુ પેરે વિડંબના કરવાથી મુંઝાઇને તેણી એક મોટા દેવાધિષ્ઠિત પદ્મ દ્રહમાં પડી. તેણીના સત્ય શીલાદિક સત્ત્વથી રંજિત થઇ દેવતાએ એક મહાન્ **રત્નમય** હોડી કરી [illegible] ય સિંહાસન ઉપર તેણીને સ્થાપિત કરી તેણીનો [illegible] યો; તેથી શાસનની ઘણી ભારે પ્રભા-

વના વર્ષે પછી કોઈ જ્ઞાની ગુરુને પોતાના ઉપર આવી પડેલા કષ્ટનું કારણ પૂછતા પૂર્વભવમા પોતે પોતાની શોક્યને કલંક આપેલુ તેનુ આ ફળ છે, એમ જાણી વૈરાગ્ય પામી દીક્ષા ગ્રહણ કરી દુષ્કર તપ જપ તથા જ્ઞાનના બળથી સકળ કર્મ ખપાવીને તે **વિમળયશા મોક્ષપદને પામી એવી રીતે અમરદત્તની ભાર્યા વિમળયશાનુ સંક્ષિપ્ત ચરિત્ર કહ્યુ**

## “ વિક્રમ નૃપતિ ચરિત્ર ”

કુસુમપુર પતિ હરિતિલક નૃપતિનો પુત્ર વિક્રમ નામે યૌવનાવસ્થા પ્રાપ્ત થયે છતે વિષય સુખને ભોગવતો છતો એકદા રોગ વ્યાપ્ત થવાથી જ્ઞાની ગુરુને તેનું કારણ પૂછતા પૂર્વ જન્મમા કરેલી મુનિહત્યાથી નરકાદિક દુર્ગતિમા બહુ કાળ ભમીને પુન દરિદ્ર પુત્ર થઈ ત્યા બાળ તપ તપીને અહિં રાજપુત્ર થયો છે, એમ સાંભળી જાતિ સ્મરણ જ્ઞાન પામી વ્રત ધારી શ્રાવક થયો પ્રથમ રોગ શાન્તિ માટે મનિ મોહથી તેના માતા પિતાએ દેવ ભોગને માટે માનેલી હિંસા નહિ કરવાથી તે ઉપર અનેક ઉપસર્ગ કર્યા છતા તેને દયા ધર્મમા દૃઢ નિશ્ચયવાળો જાણી, તેના સત્ત્વથી દેવે તુષ્ટમાન થઈ, તેના ઉપર પુષ્પની વૃષ્ટી કરી, તેના સદ્ગુણોની ભારે પ્રશસા કીધી પછી દેવ સાન્નિધ્યથી સકળ પૃથ્વી સાધી, શ્રી જિનશાસનની પ્રભાવના કરી, બહુ પુણ્યના કાર્ય કરી, અંતે દીક્ષા ગ્રહી, સકળ કર્મમળનો સર્વથા ક્ષય કરી, તે પરમપદનો ભોગી થયો.

**‘ઇતિ વિક્રમ ચરિત્ર.’**

अंतोमुहुत्तमित्तंपि । फासियं जेहिं हुज्ज सम्मत्तं ॥
तेसिं अवड्ढपुग्गल--परियट्टो चेव संसारो ॥ ४ ॥

અંતર્મુહૂર્ત ( અલ્પકાળ ) સુધી પણ જેમણે સમકિત સ્પર્શ્યું છે તેમને અર્ધ પુદ્‌ગલ પરાવર્તનથી અધિક સંસાર પરિભ્રમણ કરવું પડતું નથી. ૧૦૪

लब्भंति अमरनरसंपयाओ । सोहग्गरूवकलियाओ ॥
न य लब्भइ सम्मत्तं । तरंडयं भवसमुद्दस्स ॥ ५ ॥

સૌભાગ્ય અને રૂપથી શોભીત દેવ મનુષ્ય સબંધી સંપદા મળી શકે પણ ભવ સમુદ્ર થકી તારવા નાવ તુલ્ય સમ્યક્ત્વ રત્નની પ્રાપ્તિ સુલભ નથી. ૧૦૫

खइयं खओवसमियं । वेअय--मुवसामियं च सासणयं ॥
पंचविहं सम्मत्तं । पन्नत्तं वीयरागेहिं ॥ ६ ॥

ક્ષાયિક, ક્ષાયોપશમિક, વેદક ઉપશમિક અને સાસ્વાદન એ પાંચ પ્રકારનું સમ્યક્ત્વ શ્રી વીતરાગ પરમાત્માએ જણાવ્યું છે. તેનો વિશેષ અધિકાર સમકિત પચીશી, કર્મગ્રંથ પ્રમુખથી જાણી લેવો. ૧૦૬

संका कंख विगिंच्छा । पासंडीणं च संथव--पसंसा ॥
तस्स य पंच इयारा । वज्जेयव्वा पयत्तेणं ॥ ७ ॥

શંકા, કંખા—( કુમતની વાંછના. ) વિગિચ્છા—( ધર્મના

કુળનો ન હોડ ), પાખંડીઓનો પરિચય અને પાખંડીઓની સ્તુતિ એ સમ્યક્ત્વના પાંચ અતિચાર પ્રયત્નવડે તજવા યોગ્ય છે ૧૦૭

पिंडप्पयाण हुणण । सोमग्गहणाइ लोय-किच्चाइ ॥
वज्जसु कुलिंगिसंग । लोइअतित्थिसु गमण च ॥८॥

પિંડપ્રદાન ( પિતૃપિંડ ), યજ્ઞ ( અગ્નિહવન ), સોમગ્રહ ( ચંદ્રગ્રહણ ) આદિ શબ્દથી સૂર્યગ્રહણ, સંક્રાન્તિ પ્રમુખ લૌકિક કાર્ય તેમજ કુલિંગીનો સંગ તથા લૌકિક તીર્થ ( પરમાર્થ શૂન્ય સ્થળ ) માં શ્રમણ કરવાનું તું ત્યજ મતલબકે મિથ્યા સાધનના માત્ર ત્યજવાની છે ૧૦૮

मिच्छत्तभाविउ च्चिय । जीवो भवसायरे अणायंमि ॥
दढचित्तोवि छलिज्जइ । तेण इमो नणु कुसंगेहि ॥९॥

અનાદિ સંસારસાગરમાં પ્રથમનો જીવ મિથ્યાત્વ ભાવિત હોય છે તેથી તે ભલે તેનો દૃઢ ચિત્તવાળો હોય તો પણ નિશ્ચે કુસંગથી ઠગાઈ જાય છે ૧૦૯

जस्स भवे सवेओ । निव्वेओ उवसमो अ अणुकंपा ॥
अत्थिक्क जीवाइसु । नज्जइ तस्सत्थि समत्त ॥ १० ॥

જેને સંવેગ ( મોક્ષાભિલાષ ), નિર્વેદ ( ભવ વૈરાગ્ય ), ઉપશમ ( ક્ષમા—સમતાભાવ ), અનુકંપા ( કરૂણાભાવ ), અને જીવાદિક તત્ત્વમાં આસ્તિક્ય ( તત્ત્વશ્રદ્ધા ) હોય તેને સમ્યક્ત્વ છે એમ જાણવું તે સિવાય બીજા પણ ચિહ્ન કહે છે ૧૧૦

सव्वथ्थ उचियकरणं । गुणाणुराओ रई य जिणवयणे ॥
अगुणेसु अ मज्झथ्थं । सम्मद्दिठ्ठिस्स लिंगाइं ॥ ११ ॥

સર્વત્ર ઉચિત વર્તન, ગુણાનુરાગ, જિન વચનમાં રતિ અને નિર્ગુણી ઉપર પણ મધ્યસ્થ ભાવ એ સમ્યગ્ દૃષ્ટિનાં બીજાં લિંગ છે. ૧૧૧

એ પ્રમાણે સમ્યક્ત્વ શુદ્ધિનું સમર્થન કરીને હવે ચારિત્ર શુદ્ધિ દ્વાર કહે છે.

## चारित्रद्वार.

चरणरहियं न जायइ । सम्मत्तं मुरकसाहयं इक्कं ॥
तो जइसु चरणकरणे । जइ इच्छसि मुरकमचिरेण॥१२॥

ચારિત્ર, ( સદ્વર્તન ) રહિત એકલું સમ્યક્ત્વ ( તત્ત્વશ્રદ્ધાન ) મોક્ષ દાયક થતું નથી માટે જો શિઘ્ર મોક્ષ મેળવવા ઇચ્છતો હોયતો ચરણ કરણ (મૂળ ગુણ તથા ઉત્તર ગુણ સેવન કરવા) માં ઉજમાળ થા ! ૧૧૨

किं चरणं कइ भेयं । तदरिहपडिवत्ति विहिपरूवणया ॥
उस्सग्ग--ववाएहि अ । तं कस्स फलं व किं तस्स ॥१३॥

ચારિત્ર તે શું ? એટલે તેનું સ્વરૂપ શું ? તેના કેટલા ભેદ ( પ્રકાર ) છે ? તેને યોગ્ય ( અધિકારી ) કોણ ? તેને અંગીકાર કરવાના વિધિની પ્રરૂપણા, ઉત્સર્ગ, અપવાદ વડે તેની શુદ્ધિ, તે

ચારિત્ર કોણ સાધુને હોય ? અને તે ચારિત્રનું શું ફળ ( નાય ) છે ? એ સર્વે પ્રતિદ્રાગિનો ખુલાસો કરતા છતા ગ્રંથકાર પોતે જ કહે છે ૧૧૩

सावज्जजोगविरई । चरण ओहेण देसिय समए ॥
भेएण उ दुविगप्प । देसे सव्वे अ नायव्व ॥ १४ ॥

પાપ વ્યાપારથી વિરમવુ તે ચારિત્ર, એમ તેનુ સામાન્ય લક્ષણ શાસ્ત્રમા કહેલુ છે, તે ચારિત્ર દેશથી અને સર્વથી એમ બે પ્રકારનુ કહેલુ છે એમ જાણવુ ૧૧૪

देसचरण गिहीण । मूलत्तर-गुण-विगप्पओ दुविह ॥
मूले पञ्च अणुव्वय । उत्तरगुण दिमिवयाईया ॥ १५॥

ગૃહસ્થોનુ દેશ ચારિત્ર મૂળગુણ અને ઉત્તર ગુણના ભેદથી બે પ્રકારનુ છે મૂળ ગુણમા પાચ અણુવ્રતો અને ઉત્તર ગુણમા ગુણ વ્રતાદિ છે ૧૧૫

पचय अणुव्वयाइ । गुणव्वयाइ च हुति तिन्नेव ॥
सिरकायाइ चउरो । सव्व चिय होइ बारसहा ॥ १६ ॥

અણુવ્રતો પાચ છે, ગુણવ્રતો ત્રણ છે, અને શિક્ષાવ્રતો ચાર છે સર્વે મળીને દેશ ચારિત્ર બાર પ્રકારનુ છે ૧૧૬

मूलत्तरगुणभेएण । सव्वचरणपि वन्निय दुविह ॥
मूलगुणेसु महव्वय । राई-भोयण-विरमण च ॥ १७॥

મૂળગુણ અને ઉત્તર ગુણના ભેદથી સર્વ ચારિત્ર પણ બે પ્રકારનું કહ્યું છે. મૂળ ગુણોમાં પાંચ મહાવ્રતો અને છઠ્ઠું રાત્રિ-ભોજન વિરમણ છે. ૧૧૭

पिंडविसोही समई । भावण पडिमा य इंदियनिरोहो ॥
पडिलेहण गुत्तीओ । अभिग्गहा उत्तरगुणेसु ॥ १८ ॥

ઉત્તર ગુણોમાં પિંડ વિશુદ્ધિ ( નિર્દોષ આહાર વિધિ ), પાંચ સમિતિ, ભાવના, ( અનિત્યાદિક દ્વાદશ, મૈત્રી પ્રમુખ ચાર, અથવા પાંચ મહાવ્રતોની ૨૫ ભાવાનાઓ છે તે) દ્વાદશ પડિમા. પાંચ ઇંદ્રિયોનો નિગ્રહ, પ્રતિ લેખન, ત્રણ ગુપ્તિઓ, અને અનેક પ્રકારના ( દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ ) અભિગ્રહોનો સમાવેશ થાય છે. ૧૧૮

इय एवमाइभेयं । चरणं सुरमणुयासिद्धिसुहकरणं ॥
जो अरिहइ घित्तुंजे । तमहं वुच्छं समासेणं ॥१९॥

ઇત્યાદિક ભેદવાળું આ ચારિત્ર જે દેવ મનુષ્ય સંબંધી સુખ તેમજ મોક્ષ સુખને સાધી આપનાર છે તેને ગ્રહણ કરવાને જે યોગ્ય ( અધિકારી ) છે તે હું સંક્ષેપથી કહીશ. ૧૧૯

संवेगभाविअमणो । सम्मत्ते निच्चलो थिरपइन्नो ॥
विजइंदिओ अमाई । पन्नवणिज्जो किवालु य ॥ २० ॥
जइधम्मंमि वि कुसलो । धीमं आणारुई सुसीलो अ ॥
विन्नाय तस्सरूवो । अहिगारी देसविरईए ॥ २१ ॥

इय अट्ठारस भेया । पुरिसस्स तहित्थियाइ ते चेव ॥
गुव्विणि सबालवच्छा । दुन्नि इमे हुंति अन्नेवि ॥२६॥

બાલ ( સાત આઠ વર્ષનો ), વૃદ્ધ ( આઠ ૭૦ વર્ષનો ), નપુંસક ( ન સ્ત્રી તેમજ ન પુરૂષ. ) ક્લીબ ( કાયર—બીકણ ), જડ, વ્યાધિગ્રસ્ત, ચોર, રાજદ્રોહી, ઉન્મત્ત, અંધ, દાસ (વેચાણ થયેલો) દુષ્ટ (કષાય દુષ્ટ તેમજ વિષય દુષ્ટ), મૂઢ, ઋણાર્ત—( કરજદાર ), જુંગિત, ( જાતિ, કર્મ, શરીરાદિકથી દૂષિત ), અવબદ્ધ ( કોઈની સાથે કરારથી બંધાઇ ગયેલ ), ભૃતક, (ભાડુત) અને શિષ્ય નિષ્ફેટક ( માતા પિતાદિકની આજ્ઞા પામ્યા વિના દીક્ષા માટે ભગાવેલો—નશાડેલ ) એ અઢાર ભેદ પુરૂષમાં વર્જવા યોગ્ય છે. મતલબ કે તે દીક્ષાને અયોગ્ય છે. કેમકે બાલાદિકને દીક્ષા દેવાથી શાસન માલિન્ય, સંયમ—આત્મવિરાધનાદિક દોષ સંભવે છે. સ્ત્રીવર્ગના પણ ઉપર કહેલા ભેદ જાણવા, વિશેષમાં ગર્ભવંતી અને દૂધ પીતા બાળકવાળી એમ બે મળીને સ્ત્રીના ૨૦ ભેદ થાય છે ૧૨૪—૧૨૫—૧૨૬

पंडए वाइए कीवे । कुंभी इसालुअत्तिअ ।
सउणी तक्कम्मसेविअ । परिकयावपखिए इअ ॥२७॥
सोगंधिए अ आसित्ते । दसे एए नपुंसगा ॥
संकिलिठ्ठत्ति साहूणं । पव्वावेउं अकप्पिआ ॥ २८ ॥

પંડગ, વાતિક, ક્લીબ, કુંભી, ઇર્ષ્યાળુ, શકુનિ, તત્કર્મ-

સેવી, પાક્ષિકાપાક્ષિક, સૌગન્ધિક, અને આસક્ત એ દશ પ્રકારના નપુંસક સંક્લિષ્ટ પરિણામી હોવાથી સાધુઓએ દીક્ષા દેવા અયોગ્ય કહ્યા છે ૧૨૭-૧૨૮

वद्धिए वप्पिए चेव । मतओसहिउवहए ॥
इसिमत्ते देवमत्ते अ । पव्वाविज्ज नपुमए ॥ २९ ॥

વર્ધિત, ચપિંત, મંત્ર અને ઔષધિવડે ઉપહત, ઋષિ તપસ્વીવડે શપ્ત, અને દેવ શપ્ત (શાપથી એવી અવસ્થાને પ્રાપ્ત થયેલ) એના છ પ્રકારના નપુંસકને પ્રવ્રજ્યા આપી શકાય જાણવું કે તે કામઉન્માદથી રહિત હોય ૧૨૯

महिलसहावो सरवन्न भेओ । मिढि महत मउआ य वाणी
ससद्दयमुत्त-मफेणग च । एयाणि छप्पडगलक्खणाणि ३०

ઉપર બતાવેલા દશ પ્રકારના નપુંસકમાં પડકના છ લક્ષણો આ પ્રકારે કહે છે સ્ત્રી સ્વભાવ (પુરૂષાકાર છતા સ્ત્રીના જેવો સ્વભાવ), શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શનો ભેદ હોય (એટલે તે સર્વે વિલક્ષણ હોય) પુરૂષ ચિન્હ મ્હોટું હોય, વાણી મૃદુ હોય, સ્ત્રીની જેમ મૂત્ર સશબ્દ હોય અને તે ફીણ વગરનું હોય એ છ લક્ષણ કહ્યા છે ૧૩૦

वालइढोमरहिओ । उवट्ठिओ जइ हविज्ज चरणत्थ ॥
त तस्स पउत्तालो-अणस्स सुगुरूहि दायव्व ॥३१॥

માટે જે બાલાદિક દોષોથી રહિત હોય અને ચારિત્રને અર્થે ઉજમાળ થઇ આવ્યો હોય તેને પ્રથમ સદ્ગુરૂઓએ આલોચના (આલોયણ) આપીને પછી દીક્ષા દેવી. ૧૩૧

आलोयण--सुद्धस्स । वि दिज्ज विणीयस्स नाविणीयस्स ॥
नहि दिज्जइ आहरणं । पलिअत्तिअ कन्नहथ्थस्स ॥३२॥

આ લોયણથી શુદ્ધ થયેલ પણ જો વિનીત હોય તોજ તેને દીક્ષા દેવી પણ અવિનીતને દેવી નહી. કેમકે જેનાં હાથ, કાન કપાઇ ગયાં હોય તેને આભરણ દેવાય નહિ. મતલબ કે જેમ તે આભરણ પહેરવાને લાયક નથી તેમ અવિનીત પણ ભાગવતી દીક્ષાને લાયક નથી. કેવળ વિનીત શિષ્યજ દીક્ષાને લાયક છે. ૧૩૨

अणुरत्तो भत्तिगओ । अमुई अणुअत्तओ विसेसन्नू ॥
उज्जुत्तो परितंतो । इथ्थिय--मथ्थं लहइ साहु ॥३३॥

અનુરક્ત (વસ્ત્રમાં ગળીના રંગની જેમ જેનું મન ગુરૂમાં રંગાયું હોય), ભક્તિવંત, અમોચક (કદાપિ ગુરૂનાં ચરણ ન તજે એવો), અનુવર્તક (સર્વનું ઉચિત સાચવવામાં તત્પર), વિશેષજ્ઞ (સમસ્ત વસ્તુના વિવેકનો જાણ), ઉદ્યુક્ત (જ્ઞાન ધ્યાનમાં અતિ ઉજમાળ) અને અપરિતાંત (આત્માર્થ સાધવામાં અખિન્નપણે ઉદ્યમ કરનાર) સાધુ ઇચ્છિત અર્થને સુખે મેળવી શકે છે. ૧૩૩

विणयवओ विहु कयमंगलस्स । तदाविग्घपारगमणाय ॥
दिज्जसु कओवओगो । खित्ताइसु सुप्पसथ्थेसु ॥ ३४ ॥

વિનયવંત અને નિત્ય મંગળકારી (દેવ, ગુરુ, ધર્મ વિગેરેની પૂજા ભક્તિ કરનાર) શિષ્ય નિર્વિઘ્ને ચારિત્ર પાળી શકે માટે નિમિત્તાદિક બળની ઉપયોગ કરી તેને સુપ્રશસ્ત (જિનચૈત્ય-ક્ષીર વૃક્ષાદિક સમીપ) ક્ષેત્ર (સ્થળ) માં દીક્ષા દેવી. ૩૪

इय एवमाइ विहिणा । पाएण परिक्खिऊण छम्मास ॥
पव्वज्जा दायव्वा । सत्ताण भवविरत्ताण ॥ ३५ ॥

આ આદિક વિધિવડે પ્રાયઃ છ માસ સુધી પરીક્ષા કરીને ભવવિરક્ત ભવ્ય આત્માને દીક્ષા દેવી એ રીતે વિધિ સામાયિક અંગીકાર કરવાનો વિધિ બતાવ્યો. ૩૫

હવે મહાવ્રત આરોપવાનો વિધિ ગ્રંથકાર દર્શાવે છે

विहिपडिवन्नचरित्तो । दढधम्मो जइ अ वज्जभीरुय ॥
तो सो उवट्ठविज्जइ । वएसु विहिणा इमो सो उ ॥३६॥

વિધિ સહિત ચારિત્ર અંગીકાર કર્યું છતે જો તે ચારિત્ર ધર્મમાં નિશ્ચળ રાગ અને પાપથી ડરતો હોય તો તેને વિધિવત્ ઉપસ્થાપના આપવી એટલે મહાવ્રતારોપ કરવો તે વિધિ આ પ્રમાણે છે. ૩૬

पढिए अ कहिअअहिगय । परिहरउट्ठावणाइ सो कप्पो ॥
छज्जीवघायविरओ । तिविहं तिविहेण परिहारी ॥३७॥

દશવૈકાલિકના ષડ્જીવનિકાય અધ્યયન પર્યંત સૂત્ર અ

ર્થ અવધાર્યે છતે તેમજ સર્વ જીવહિંસાથી સર્વથા નિવૃત્ત થયે છતે તે શિષ્યને ઉપસ્થાપના આપવી એટલે મહાવ્રત આરોપવાં. ૧૩૭

**अप्पत्ते य कहित्ता । अणहिगयपरिच्छणे अआणाई ॥**
**दोसा जिणेहिं भणिआ । तम्हा पत्ता--ठुवट्ठावे ॥३८॥**

આગળ કહેવામાં આવનાર જઘન્યથી સાત દિવસ વિગેરે જે ઉપસ્થાપના બાબત કાલક્રમ છે તે પ્રાપ્ત નહિ થયે છતે, તેમજ પૂર્વોક્ત સૂત્ર અર્થ શ્રદ્ધા સહિત નહિ અવધાર્યે છતે, તેમજ શિષ્યના વિનયાદિક ગુણ પરીક્ષા નહિ કર્યે છતે, જો ઉપસ્થાપના કરેતો આજ્ઞા ભંગાદિક દોષો જિનોએ ફરમાવ્યા છે. માટે પૂર્વોક્ત વિધિ મુજબ ઉપસ્થાપના કરવી. ૧૩૮

**सेहस्स तिन्नि भूमी । जहन्नू तह मज्झिमा य उक्कोसा ॥**
**राइंदिय सत्त चउमासिआ य छम्मासिया चेव ॥३९॥**

અભિનવ શિષ્યને ઉપસ્થાપના ( મહાવ્રત આરોપવા ) ની ત્રણ ભૂમિકા છે. જઘન્ય, મધ્યમ, અને ઉત્કૃષ્ટ. તે અનુક્રમે સાત અહોરાત્રિ, ચાર માસ અને છ માસની છે. ૧૩૯

**पुव्वोवट्ठपुराणे । करणजयट्ठा जहन्निया भूमी ॥**
**उक्कोसा उ दुम्मेहं । पडुच्च असद्दहाणं च ॥ ४० ॥**

વ્રત ભ્રષ્ટ થયેલાને પુનઃ મહાવ્રત આરોપવાના પ્રસંગે ઇંદ્રિય જય કરવા માટે જઘન્ય ભૂમિકા અને બુદ્ધિ રહિત તેમજ

श्रद्धा सहितने माटे उत्कृष्ट भूमिका समजवी सतश्रद्धने सूत्रार्थ प्राप्त थता इंद्रिय जय माटे जघन्य भूमि २/०

एमेवय मज्झिमिया । अणिहिज्जते असद्दहते अ ॥
भावियमेहाविम्मवि । करणजयट्ठाय मज्झिमिया ॥४१॥

એજ પ્રમાણે બુદ્ધિ રહિત હોનાથી સૂત્રાર્થ તૈયાર કર્યો ન હોય અથવા મોહ થયી શ્રદ્ધા યુક્ત બન્યો ન હોય તેને માટે મધ્યમ ભૂમિકા છે, તેમજ જાય શ્રદ્ધા સહિત સૂત્રાર્થ અધીત હોય તોપણ ઇંદ્રિય જયને માટે પણ મધ્યમ ભૂમિકા સમજવી ૧/૧

इय विहिपडिवन्नवओ । जडज्ज छज्जीव-काय-जयणासु
दुग्गइ--निबंधण चिय । तप्पडिवत्ती भवे इअरा ॥४२॥

આ પ્રમાણે વિધિ મુજબ મહાવ્રત અંગીકાર કરનારે છ જીવ નિકાયની યતનાને માટે અધિક યત્ન કરવો તેમા ઉપેક્ષા કરનાથી વ્રત અહુણ ઉલટુ દુર્ગતિકારી થાય છે માટે તેની અનર્થકારી ઉપેક્ષા કરવી નહિ ૧૪૨

एगिदिएसु पचसु । तसेसु कय-कारणा--णुमइ--भेय ॥
मघट्टण परिआवण । वेरमण च य सुतिविहेण ॥४३॥

પાચ પ્રકારના સ્થાવર રૂપ એકેંદ્રિય જીવો તથા સર્વ ત્રસ જીવોને સઘટ્ટન ( ચરણ સ્પર્શાદિક જન્ય ), પરિતાપન (કશાથી તાડન-લકુટ પ્રહારાદિક ), અને વ્યપરોપણ ( પ્રાણ હરણ )

મન, વચન, અને કાયાથી કરવું નહિ. કરાવવું નહિ, અને કર-
નારને રૂડું જાણવું પણ નહિ. ૧૪૩

जइ मिच्छदिट्ठिआणवि । जत्तो केसिं च जीव रख्खाए ॥
कह साहूहिं न एमो । कायव्वो मुणियसारेहिं ॥४४॥

જ્યારે કેટલાક મિથ્યાદૃષ્ટિ છતાં પણ જીવ રક્ષા માટે યત્ન
કરતા જણાય છે તો પછી ધર્મ રહસ્યના જાણ મુનિઓએ તે
જીવ રક્ષામાં કેમ યત્ન ન કરવો ? તેમણે તો કેડ કસીને અધિક
તર યત્ન કરવોજ ઘટે છે. ૧૪૪

निय पाणग्घाएणवि । कुणंति परपाणरख्खणं धीरा ॥
विसतुंबउवभोगी । धम्मरुई इथ्थुदाहरणं ॥ ४५ ॥

ધીર પુરૂષો પોતાના પ્રાણ ત્યાગે પણ પરપ્રાણનું રક્ષણ
કરે છે. ઝેરી તુંબડીનું શાક વાવરી જનારા ધર્મ રૂચિ અણ-
ગારનું અત્ર ઉદાહરણ છે. ૧૪૫

**ધર્મઘોષ સૂરિના શિષ્ય ધર્મ રૂચિ અણગાર** તપસ્યાને
પારણે ગોચરી ગયેલા ત્યારે નાગશ્રી નામની વિપ્રભાર્યાએ ભ્રાંતિથી
કરેલું કડવી તુંબડીનું શાક તેમને આપી દીધું, તે શાક ગુરૂ મ-
હારાજને બતાવતાં વિષ તુલ્ય જાણી ગુરૂએ નિર્વદ્ય સ્થળમાં પરઠ-
વવા ફરમાવ્યું. તેમ કરતાં તેમાંથી પડેલા એક બિંદુ માત્રથી
અનેક કીડીકા પ્રમુખનો નાશ થયેલો જોઇ તે દયાળુ અણગાર તે
સર્વ શાક પોતેજ ભક્ષી ગયા, અને પરિણામે સમાધિથી કાલધર્મ
પામી સદ્ગતિ પામ્યા.

कोहेण व लोहेण व । भएण हासेण वा वि तिविहेण ॥
सुहमेअरपि अलियं । वज्जसु सावज्जसयमूलं ॥ ९६ ॥

ક્રોધથી, લોભથી, ભયથી કે હાસ્યથી નાનુ કે મોટુ જુઠાણુ એ કંડા ગમે પાપનુ મૂળ જાણીને તુ ત્રિવિધે ત્રિવિધે પરિહર ૧૯૬

लोएवि अलियवाई । वीससणिज्जा न होइ भुयगुव्व ॥
पावइ अवन्नवाय । पियराणवि देइ उव्वेय ॥ ९७ ॥

લોકમા પણ અસત્યવાદી ભુજંગની પેઠે વિશ્વાસ કરવા યોગ્ય વતો નથી તેવી તે અવર્ણવાદ (અપવાદ) ને પામે છે, અને માતપિતાદિકને પણ ક્લેશ ઉપજાવે છે ૧૯૭

आराहिज्जइ गुरु देवय च । जणणिव्व जणइ वीसभ ॥
पियबधुव्व नोम । अवितहवयणो जणइ लोए ॥९८॥

મત્યવાદી આ લોકમા દેવ ગુરુને આરાધી શકે છે, માતાની પેઠે વિશ્વાસ પેદા કરે છે, અને પ્રિયબધુની પેઠે સતોષ ઉપજાવે છે ૧૯૮

मरणे वि समावडिए । जपंति न अन्नहा महासत्ता ॥
ज न फल निवपुट्ठो । जह कालगसूरिणो भयवं ९९

દત્ત નૃપે યજ્ઞ ફળ પૂછ્યે છતે યુગપ્રધાનશ્રીકાલિકાચાર્ય મહારાજની પેઠે ભગવાન કહે જાણ્યે છતે પણ

મહા સત્ત્વવંત સાધુઓ અન્યથા જલ્પતા નથી. ઉપદેશમાળા પ્રમુખ ગ્રંથોમાં ઉક્ત મહા સત્ત્વ આચાર્યવરનું ચરિત્ર સુપ્રસિદ્ધ છે. ૧૪૯

**वसुनरवईणो अयसं । सोऊण असच्चवाइणो कित्तिं ॥**
**सच्चेण नारयस्सवि । को नाम रमिज्ज अलियंमि॥५०॥**

અસત્યવાદી વસુરાજાનો અપયશ થયેલો જાણી અને સત્યવાદી **નારદની** કીર્તિ વિસ્તરેલી જાણીને કોણ અસત્યમાં રમણ રતિ કરે ? ૧૫૦

ક્ષીરકદંબક ઉપાધ્યાયના છાત્ર નારદ, વસુ અને પર્વતની કથા ઉપદેશમાળાદિકમાં સુપ્રસિદ્ધ છે.

**अवि दंतसोहणं पि हु ॥ परदव्वमदिन्नयं न गिन्हिज्जा**
**इहपरलोयगयाणं । मूलं वहुदुक्खलक्खाणं ॥ ५१ ॥**

દંતશુદ્ધિ કરવા માટે એક સળી જેવી પણ પારકી વસ્તુ આપ્યા વગર લેવી નહિ. કેમકે તે અદત્ત આ લોક પરલોક સંબંધી લાખો ગમે દુ:ખનું મૂળ છે. ૧૫૧

**तइअवए दढत्तं । सोउं गिहिणो वि नागदत्तस्स ॥**
**कह तथ्थ हुंति सिढिला । साहू कयसव्वपरिचाया॥५२॥**

ત્રીજા વ્રતમાં ગૃહસ્થ એવા **નાગદત્તનું** પણ દૃઢપણું

સાંભળીને સર્વ સાવદ્ય (પાપ) વ્યાપારના પરિહારી સાધુઓ તેમાં કેમ શિથિલ હોય ? નજ હોય ? ૫૨

**વાણારસીમાં** વસતા **ધનદત્ત** શ્રેષ્ઠીનો પુત્ર **નાગદત્ત** નામે મહાસૌભાગ્યશાળી ધર્મ મર્મનો જાણકાર છે એકદા માર્ગમાં ચાલતા રાજાનું પડી ગયેલું કુંડળ જમીનપર ધૂળથી ઢંકાયેલું પોતે જોયા છતાં લીધું નહીં પણ ચકિત થઇ અન્ય માર્ગે ચાલ્યો **વસુદત્તે** તે જોવા લીધું, અને અવસર પામી **નાગદત્તને** અપાય પાડવા જ્યારે **નાગદત્ત** પૌષધમાં કાઉસ્સગ્ગમુદ્રાએ ઉભો હતો ત્યારે તેના ગળે બાંધીને રાજાને તે વાત જણાવી રાજાએ તેને તેનીજ અવસ્થામાં ત્યાં મંગાવી બહુ પેરે પૂછ્યું પણ તેણે પૌષધ પાર્યા પછી પણ વસુદત્તને અનર્થ થવાના ભયથી સત્ય હકીકત રાજાને જણાવી નહિ, તેથી રાજાએ ભારે વિટંબનાપૂર્વક તેને વધ સ્થાનકે મોકલ્યો પણ તેના સત્ય અને સત્વના પ્રભાવથી શાસન દેવતાએ શૂળિ સિંહાસન રૂપ અને પ્રહાર આભૂષણ રૂપ કરી દીધાં ધર્મની મોટી ભારે પ્રભાવના થઇ રાજાએ આવી નાગદત્તનો ભારે સત્કાર કર્યો અને વસુદત્તને દેશનિકાલ કર્યો અનુક્રમે નાગશ્રીને પરણી ચિરકાળ પર્યંત વિષય સુખ ભોગવી અને વૈરાગ્ય રી સાથે દીક્ષા લઇ નાગદત્ત સ્વર્ગે ગયો યાવત્ મોક્ષ પામશે

नवगुत्तीहिं विसुद्धं । धरिज्ज बंभं विसुद्धपरिणामो ॥
सव्ववयाणवि पवरं । सुदुद्धरं विसयलुद्धाण ॥ ५३ ॥

સર્વ વ્રતોમાં શ્રેષ્ઠ અને વિષયલુબ્ધને અતિ દુર્ધર એવું

બ્રહ્મચર્ય વિશુદ્ધ પરિણામ યોગે નવ ગુપ્તિ (વાડો) વડે નિર્મળ-પણે પાળવું. ૧૫૩

देवेसु वीयराओ । चारित्ती उत्तमो सुपत्तेसु ॥
दाणाण--मभयदाणं । वयाण बंभव्वयं पवरं ॥ ५४ ॥

જેમ સર્વ દેવોમાં વીતરાગ ઉત્તમ છે, સુપાત્રમાં સાધુ (નિર્ગ્રંથ મુનિ) ઉત્તમ છે, દાનમાં અભયદાન ઉત્તમ છે તેમ સર્વ વ્રતોમાં બ્રહ્મચર્યવ્રત ઉત્તમ છે. ૧૫૪

धरउ वयं चरउ तवं । सहउ दुहं वसउ वणनियुंजेसु ॥
बंभवयं अधरंतो । बंभा विहु देइ महहासं ॥ ५५ ॥

ગમે તે વ્રત ધરો, તપ તપો, દુઃખ સહો, વનના નિકુંજમાં જઈ વસો પણ બ્રહ્મચર્યને નહિ ધારણ કરતો બ્રહ્મા પણ મને હસવા યોગ્ય લાગે છે. મતલબ કે બ્રહ્મચર્ય વિના બધાં વ્રત, તપ, કષ્ટ રૂપ છે અને બ્રહ્મચર્યવડે તે સર્વે સાર્થક છે તેથી બ્રહ્મચર્ય વિના બ્રહ્મા પણ મને રૂચતો નથી. ૧૫૫

जं किंचि दुहं लोए । इहपरलोउभवंपि अइदुसहं ॥
तं सव्वं च्चिय जीवो । अणुभुंजइ मेहुणासत्तो ॥५६॥

જે કંઈ આલોક અને પરલોક સંબંધી અતિ દુસ્સહ દુઃખ છે, તે સર્વ દુસ્સહ દુઃખ મૈથુન ( વિષય ભોગ) માં આસક્ત જીવ જરૂર અનુભવે છે. ૧૫૬

नदत्तु निम्मलाइ । चरिआइ सुदंसणस्स महरिसिणो ॥
तह विसमसंकडेसु वि । अभवय जस्स अक्खलियं ॥५७॥

સુદર્શન મહર્ષિના નિર્મળ ચરિત્રનુ ત્રણુ કોઈ ભવ્યજનો અનુમોદન કરો ! કે જે બ્રહ્મવ્રત ભારે વિષમ સંયોગોમા પણ અસ્ખલિત રાખી શક્યો. ૧૫૭

ગૃહસ્થાશ્રમમા પણ ઉત્તમ પ્રકારે શીલ વ્રતનુ સંરક્ષણ કરવામા ચતુર સુદર્શન શેઠ, જેના શીલના પ્રભાવથી શૂલિનુ સિંહાસન થયુ, અને પ્રહાર આભૂષણરૂપ થઈ ગયા, તેમજ ધર્મની ભારે પ્રભાવના થઈ, તેમનુ ચરિત્ર ઉપદેશમાળાદિક ગ્રંથોમા સુપ્રસિદ્ધ છે

वंदामि चरणजुयल । मुणिणो सिरिथूलभद्दनामस्स ॥
जो कामिणिभुयंगीए । पडिओ वि मुहे न निद्दसिओ५८

મુનિ શ્રીસ્થૂલભદ્ર નામીના ચરણ યુગળને હુ ભક્તિથી વંદુ છુ કે જે નારી નાગણના મુખ ઉપર પડ્યા છતા નિરાબાધ રહ્યા. ૧૫૮

जइ वहसि कहवि अत्थं । निग्गथ पवयण पवन्नोवि ॥
निग्गथत्ते तो मा-मणस्स मइलत्तण कुणसि ॥ ५९ ॥

નિર્ગ્રંથ શાસનને પ્રાપ્ત થયા છતા નિર્ગ્રંથપણામા જો કોઈ રીતે (કોઈ પ્રકારે) અર્થ-પરિગ્રહ રાખીશ તો તુ શાસનની મલીનતાને કરીશ. ૧૫૯

तं मइलणा उ सत्थे । भणिया मूलं पुणब्भवलयाणं ॥
तो निग्गंथो अत्थं । सव्वाणत्थं विवज्जिज्जा ॥१६०॥

એવી રીતે કરવામાં આવતી શાસન મલીનતા પુનઃ પુનઃ સંસાર ઉત્પત્તિરૂપ વેલિનું મૂળ કારણભૂત કહેલી છે. તેથી સર્વ અનર્થ રૂપ અર્થ—પરિગ્રહને નિર્ગ્રંથે ત્યજી દેવો જોઇએ. ૧૬૦

जइ चक्कवट्टिरिद्धिं । लद्धंपि चयंति केइ सुप्पुरिसा ॥
को तु असंतेसुवि । धणेसु तुच्छेसु पडिबंधो ॥ ६१ ॥

જ્યારે કોઈ સત્પુરૂષો ચક્રવર્તી સંબંધી રિદ્ધિ સ્વાધીન છતી પણ ત્યજી દે છે તો પછી તને અછતા એવા પણ તુચ્છ અર્થમાં શો પ્રતિબંધ નડે છે? ૧૬૧

बहुवेरकलहमूलं । नाऊण परिग्गहं पुरिससीहा ॥
समरीरेवि ममत्तं । चयंति चंपाउरिपहुव्व ॥ ६२ ॥

પરિગ્રહને બહુ વૈર અને ક્લેશના કારણ રૂપ જાણીને સિંહ પુરૂષો ચંપાપુરીના સ્વામીની પેરેં સ્વશરીરપરનો મમત્ત્વ પણ ત્યજી દે છે. ૧૬૨

“ ચંપાપુરી સ્વામી કીર્તિચંદ્ર નૃપ ચરિત્ર. ”

ચંપાપુરીમાં કીર્ત્તિચંદ્ર રાજા રાજ્ય કરે છે તેનો સમરવિજય નામનો લઘુબંધુ યુવરાજ પદે છે. એકદા વર્ષાકાળે ક્રીડા અર્થે રાજા પ્રમુખ નાવ ઉપર આરૂઢ થઇ ક્રીડા કરવા લાગ્યા. એ-

ટનામા નદીમા એવુ મોટુ પૂર આવ્યુ કે નાવાઓ જુદી જુદી દિશાઓ તરફ વહી ગઈ, અને જોત જોતામા રાજાની નાના અ-દૃશ્ય થઇ ગઈ તે નાવા દૂર જતી માર્ગમા કોઈ વૃક્ષના મૂળે અથડા ઉભી રહી એટલે રાજા પ્રમુખ તેમાથી ઉતરી કાઠે આવ્યા, ત્યા નૃપતિએ નદીની ભેખડમા દટાઇ ગયેલુ મણિરત્નનુ નિ'ધાન જોયુ તે પોતાના ભાઇને બોલાવી બતાવ્યુ તે જોતાજ ભાઇની નિયત બગડવાથી તેણે નૃપતિને મારવા માડ્યુ ના ઇચ્છા તે થા ત્યાને અર્થને અનર્થનુ કારણ જાણી તે મણિનિધાનને અમનુ એમ અનાસક્ત મૂકી પોતે ચાલી નીકળ્યા પુનરપિ નિધાન તરફ જોયુ તો તેના કમભાગ્યથી તેની નજરે પડ્યુ નહિ નૃપતિ જ્ઞાની ગુરુને તેનુ કારણ પૂછી આસક્તી ભવવિરક્ત થઇ દીક્ષા ગ્રહી સદ્ગતિ પામ્યો અનુક્રમે મહાવિદેહ ક્ષેત્રમા અવતરી મોક્ષપદ પામશે

"ઇતિ કીર્તિચંદ્ર નૃપ કથા"

पच्चक्ख नाणिणो विहु । निमिमत्त परिहरंति वहमूल ।।
लोइयमिळतंखु वि । पडिमिळामिण जओ भणियद३

चमाइतेअसभूय । भाणु जपंति वेअरो ।
पुइ रंगेहितो तस्स । मुह कम्म ममायरे ।। ८४ ।।

પ્રત્યક્ષ જ્ઞાની (અવધિ મન પર્યવ અને કેવળજ્ઞાની) પા-પના મૂળ નિમિત્તોના પરિહાર કરે છે અને લૌકિક સિદ્ધાન્તમા પણ તેનો પ્રતિષેધ કર્યો છે, કહ્યુ છે કે વેદના જાણ પુરુષો

કહે છે કે સૂર્ય બ્રહ્માદિકના તેજથી ઉત્પન્ન થયેલ છે, તેથી ને સૂર્યના કિરણો બહાર નિકળ્યે છતે (સૂર્યોદય થયે છતે) શુભ કાર્ય કરવું. ૧૯૩-૧૯૪

**रिसीहिं भुत्तं मज्झण्हे । पुव्वण्हे तिअसेहि य ।**
**अवरण्हे पियरेहिं । सायं भुंजंति दाणवा ॥ ९५ ॥**

ૠષિ જનો મધ્યાન્હે જમે, દેવતાઓ પહેલે પહોરે જમે, પિતૃલોકો (પૂર્વજો) પાછલે પહોરે જમે અને દાનવો સાંજરે જમે. ૧૯૫.

**संजाए जक्खरक्खेहिं । भुत्तमेवं जह क्कमं ॥**
**सव्ववेलावइक्कम्मं । राओभुत्तमभोयणं ॥ ९६ ॥**

સંધ્યા સમયે યક્ષ અને રાક્ષસો જમે એમ સહુનો ભોજન સમય યથાક્રમ કહ્યો છે (તેથી સિદ્ધ થાય છે કે) સર્વ વેળા વ્યતિક્રાંત રાત્રી ભોજન એ અભોજન છે. (મતલબ કે રાત્રી ભોજન સર્વથા વર્જ્ય છે.) ૧૯૬.

**न वाहुई न वा न्हाणं । न सद्धं देवयच्चणं ॥**
**दाणं वा विहियं रा-ओभोयणं तु विसेसओ ॥९७॥**

આહુતિ, સ્નાન, શ્રાદ્ધ, દેવાર્ચન, દાન અને વિશેષત (ખાસ કરીને) ભોજન એટલાં વાનાં રાત્રીમાં કરવાંજ નહીં. ૧૯૭.

**इय अन्नाणवि वज्जं । निसिभत्तं विविहजीववहजणयं ॥**
**छज्जीव-हिअ-रयाणं । विसेसओ जिणमयठियाणं ९८**

વિવિધ જીવનો વધ કરનાર રાત્રી ભોજન જ્યારે સમ્યકત્વ રહિત—અજ્ઞાની જીવોને પણ વર્જ્ય છે તો સર્વ જીવનુ હિત કરવામા રક્ત એવા જૈન મતીઓને તે વિશેષે વર્જ્ય સમજવુ ૧૬૮

इह लोगमि वि दोमा । रविगुत्तस्सव भवति निमिभत्ते ॥
परलोए मविसेसा । निद्दिट्ठा जिणवरिंदेहि ॥ ६९ ॥

રવિગુપ્તની જેમ આ લોકમા પણ રાત્રિ ભોજન કરના પ્રગટ દોષ (વિવિધ વ્યાધિ પ્રમુખ) બને છે અને પરલોકમા તો તેથી અનેક દોષો જિનેશ્વરોએ કહેલા છે એમ સમજી મુજ્ઞ ભવ ભીરૂ (પાપ ભીરૂ) જનોએ રાત્રિ ભોજનનો સર્વથા પરિહાર કરવો અને વિશેષે સતોષ વૃત્તિ ધારવી ૧૬૯

" રવિગુપ્ત ચરિત્ર "

રવિગુપ્ત એક શ્રેષ્ઠિનો પુત્ર અત્યત વિષય ગૃદ્ધ છતો યૌવન મદોન્મત્તપણે આખી રાત ગૃહે ચોક ચૌટામા પાન ખાતો ફરતો હતો, ધર્માત્માઓની નિંદા કરતો હતો કે તે બાપડા રસમા શુ જાણે ? એમ કરતા એકદા રાત્રી ભોજનથી તેના શરીરમા ભારે વ્યાધિ ઉત્પન્ન થયો તેથી મરીને ત્રીજી નરકે ઉત્પન્ન થયો, અને તેને અનત કાલ પર્યંત સસારમા પર્યટન કરવુ પડયુ એ વાત સુખાર્થીએ અવશ્ય લક્ષ્યમા લેવી ।

अलमिथ्थपसगेण । रखिलज्ज महव्वयाइ जत्तेण ॥
अइदुसहमज्जियाइ । रयणाइ दरिद्द—पुरिसुव्व ॥७०॥

વધારે કહેવાથી સર્યું. તત્ત્વ એ છે કે કોઈ નિર્ધને અતિ દુઃખે ઉપાર્જેલા રત્નોની પેરે મહાવ્રતોની કાળજીથી રક્ષા કરવી. મુમુક્ષુ જનોનું એ ખાસ કર્તવ્ય છે. ૧૭૦.

ताणं च तत्थुवाओ । पंचय समिओ तिन्नियुत्तीओ ॥
जासु समप्पइ सव्वं । करणिज्जं संजयजणस्स ॥७१॥

તે મહાવ્રતોનું પાલન કરવાનો આ ઉપાય છે કે પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિનું સારી રીતે પરિપાલન કરવું. તેમાં સંયમી–સાધુ જનોનું સર્વ કર્તવ્ય સમાઇ જાય છે. ૧૭૧.

पवयणमायाउ इमा । निद्दिष्ठा जिणवरेहिं समयंमि ॥
मायं एयासु जओ । जिणभणियं पवयणमसेसं ॥७२॥

સિદ્ધાન્તમાં જિનેશ્વરોએ એમને પ્રવચન માતા કહીને બોલાવી છે કેમકે તેમાં જિનેશ્વર ભગવાને ભાખેલા સમસ્ત સિદ્ધાન્ત સમાઈ જાય છે. ૧૭૨.

सुयसागरस्स सारो । चरणं चरणस्स सारमेयाओ ॥
समिई–गुत्तीण परं । न किंचि अन्नं जओ चरणं ॥७३॥

શ્રુત સાગરનો સાર ચારિત્ર છે અને ચારિત્રનો સાર અષ્ટ પ્રવચન માતા છે તે સમિતિ ગુપ્તિ ઉપરાંત બીજુ કંઈ ચારિત્રનુ સાર–રહસ્ય નથી. ૧૭૩.

इरिया भासा एसण । आयाणे तह परिठ्ठवणसमिई ॥
मण–वयण–काय–गुत्ती । एआउ जह कमं वुच्छं ॥७४॥

ઇર્યા, ભાષા, એષણા આદાન અને પારિઠાવણિયા સમિતિ અને મન, વચન, અને કાય ગુપ્તિ એ આઠ પ્રવચનમાતાનુ વિશેષ સ્વરૂપ યથાક્રમ કહીશ ૧૭૪

आलंबणे अ काले । मग्गे जयणा य चउहि ठाणेहि ।।
परिसुद्ध रियमाणो । इरियासमिओ हवइ साहू ।।७५।।

આલંબન, કાળ, માર્ગ અને જયણા એ ચાર સ્થાનકવડે પરિશુદ્ધ પર્યટન (ગમનાગમન ક્રિયા) કરતો સાધુ ઇર્યા સમિતિવાન કહેવાય આલંબનાદિક શ્યા? તેનો ગ્રંથકાર પોતેજ ખુલાસો કરે છે ૧૭૫

नाणाइ आलंबण । कालो दिवसो अ उप्पहविमुक्को ।।
मग्गे जयणा य पुणो । दव्वाइ चउव्विहो इणमो ।।७६।।

આલંબન તે જ્ઞાનાદિક ગુણની પ્રાપ્તિ પુષ્ટિ, કાળ તે દિવસ છતે, માર્ગ તે રાજમાર્ગ—ઉત્પથ વગરનો, અને જયણા તે દ્રવ્યાદિ ચાર પ્રકારની તે આ પ્રમાણે—૧૭૬

जुगमित्तनिहियदिट्ठी । खित्ते दव्वमि चक्खुणा पेहे ।।
कालंमि जाव हिंडइ । भावे तिविहेण उवउत्तो ।।७७।।

ક્ષેત્રથી યુગમાન (ધુંસરા પ્રમાણ) જમીન ઉપર દૃષ્ટિ રાખી, દ્રવ્યથી ચક્ષુવડે જોઇ, તપાસી, કાળથી જ્યાં સુધી ગમન ક્રિયા કરી ફરે ત્યાં સુધી અને ભાવથી મન, વચન કાયાવડે

ઉપયુક્ત (ઉપયોગવંત છતો) પર્યટન કરે! કેવી રીતે ઉપયોગવંત છતો પર્યટન કરે તે ગ્રંથકાર જણાવે છે. ૧૭૭.

**उद्दमुहो कहरत्तो । हसिरो सद्दाइएसु रज्जंतो ॥**
**सज्झायं चिंतंतो । रीइज्ज न चक्कवालेण ॥ ७८ ॥**

ઉંચે મુખ રાખી કથા (વાર્તા) કરતાં, હાસ્ય કરતાં, શબ્દાદિક વિષયમાં અનુરક્ત થઇ મનમાં સ્વાધ્યાય કરતાં તેમજ (વાર્તા કહેવાદિક કારણે) કુંડાળું વળી ન ચાલવું. પણ નાના મોટાના ક્રમસર જયણા સહિત ચાલવું. ૧૭૮.

**तह हुज्ज रियासमिओ । देहेवि अमुच्छिओ दयापरमो**
**जह संथुओ सुरेहिं वि । वरदत्तमुणी महाभागो ॥७९॥**

જેમ મહાભાગ્ય **વરદત્ત** મુનિને દેવોએ સ્તવ્યા તેમ દયામાં પરમ તત્પર છતા સ્વદેહમાં પણ મૂર્ચ્છા રહિત મુનિ ઇર્યા સમિતિવંત હોય. ૧૭૯.

"વરદત્ત મુનિ ચરિત્ર."

કોઇક ગચ્છમાં **વરદત્ત**નામા મુનિ મહા ચારિત્રી, સ્વદેહમાં પણ નિસ્પૃહ, પ્રશમ રસમાં નિમગ્ન, અને વિશેષે ઇર્યા સમિતિવંત છતા ઉપયોગ સહિત વિચરે છે. પ્રાણાંતે પણ ઉપયોગ (જયણા) ચૂકતા નથી. એકદા ઇંદ્રે દેવ સમક્ષ તે મુનિના તીવ્ર ગુણની પ્રશંસા કરી કહ્યું કે કોઇ દેવ પણ તે મુનિને ક્ષોભાવી શકે તેમ નથી. એ વાત સાંભળી કોઇ મિથ્યા દૃષ્ટિને તે વાતની શ્રદ્ધા

નહિ આવવાથી તે મુનિને ચળાવવા આવ્યો મુનિ સ્થંડિલ ભૂમિ જતા હતા તે વખતે માર્ગમા માખી માખી જેવડી નાની નાની મડકિઓ વિકૂર્વી અને પાછળી એક મદોન્મત્ત હાથી વિકૂર્વી મૂક્યો, મુનિએ વિચાર્યું કે જો હુ દોડીશ તો મડુકી (દેડકી) ઓની વિરાધના થશે માટે ધીમે ધીમે જયણાથી ચાલતા થવુ હોય તે થાઓ, એમ ધારી ધીમે ધીમે જયણાથી ચાલે છે એવામા એકા એક હાથીએ આવી મુનિને ઉછાળી આકાશમા ફેક્યા ત્યાથી તે મડુકી ઉપર પડતા સ્વદેહથી થતી તે મડુકીઓની વિરાધના માટે વારંવાર મિથ્યાદુષ્કૃત દેવા લાગ્યા મરણ સબધી ભયથી રહિત તે મુનિને જાણી દેવે પ્રગટ થઇ તેમની પ્રશંસા કરી, પોતાના આ ગમનનુ કારણ જણાવી, તે મહાભાગ્ય મુનિને ખમાવી, દેવ સ્વસ્થાનકે ગયો તે દેવે એવી રીતે સ્તુતિ કર્યા ગર્વ રહિત તે મુનિરાજ જયણાપૂર્વક વિચરી સુખી થયા ઇતિ વરદત્ત મુનિ કથાનક

**कोहाईहि भएण व । हासेण व जो न भासए भासं ॥**
**मोहर–विगहाहि तहा । भासासमिओ स विन्नेओ ८०**

ક્રોધાદિક કષાયથી, ભયથી, કે હાસ્યથી તેમજ મુખરતા અને વિકથારૂપે જે બોલે નહિ તેમને ભાષા સમિતિવત જાણવા ૧૮૦

**बहुय लाघव–जणय । सावज्ज निठ्ठुर असबद्ध ॥**
**गारत्थियजणउचिय । भासासमिओ न भासिज्जा ॥८१॥**

અતિઘણું, લઘુતા ઉપજાવનારૂં, સદોષ, કઠોર, સંબંધ વિનાનું તેમજ ગૃહસ્થજનોચિત (હે, હો, આવો, બેસો, જાઓ ઇત્યાદિક) વચન–ભાષા સમિતિવંત બોલે નહિ. ૧૮૧.

**न विरुज्झइ लोयट्ठिई । वाहिज्जइ जेण नेय परलोउ ॥**
**तह निउणं वत्तवं । जह संगयसाहुणा भणियं ॥८२॥**

જેમ લોક મર્યાદાનો ભંગ ન થાય, તેમજ પરલોક સંબંધી હિતને બાધા ન પહોંચે, તેમ સંગત સાધુની પેરે નિપુણતાવાળું (ડહાપણ ભરેલું) વચન બોલવું. ૧૮૨.

### "સંગત સાધુનું ચરિત્ર."

કોઇક ગચ્છમાં સિદ્ધાન્તમાં સુનિપુણ મહાગુણવંત સંગત નામના સાધુ વર્તે છે, ગુરૂ મહારાજ સાથે વિચરતાં કોઇક નગરમાં આવ્યા. ત્યાં પરચક્રનો ભય થવાનો નિમિત્તના બળથી જાણી ગુરૂએ ગ્લાન સાધુને નિમિત્તે સંગત મુનિને તે નગરમાં મૂકી બીજા બધાને અન્યત્ર વિહાર કરાવ્યો. શત્રુઓએ આવી નગરને રૂંધ્યું. સંગત સાધુ નિર્દોષ ઔષધ અને આહાર અર્થે બહાર નીકળ્યા. સેનાનીએ તેમને પૂછ્યું કે તમે કયાંથી આવો છો? મુનિએ ક્ષોભ રહિત કહ્યું કે નગર થકી, ત્યારે તે નગર સંબંધી બધી બાતમી મુનિને પૂછવા લાગ્યો. પણ મુનિએ નીડરપણે કહ્યું કે એવી વાત કહેવાનો મુનિનો આચાર નથી. સેનાનીએ ઘણી ધમકી આપી જણાવ્યું કે તમે હેરિક છો, મુનિએ કહ્યું કે અમે હેરિક નથી પણ સાધુ છીએ. પછી સ્પષ્ટ રીતે ક્ષોભ વગર મુનિનો આચાર જણાવવાથી સેનાની

પ્રસન્ન થઈ કહેવા લાગ્યો કે એ ધર્મ બહુ સુંદર છે, મને પણ મારો યોગ્ય ધર્મ બતાવો ! એમ કહેવાથી મહાગત મુનિએ તેને ઉપદેશ દીધો તેથી તેણે ગૃહસ્થ યોગ્ય ધર્મ અંગીકાર કર્યો. આવી રીતે મહાજનોએ પણ ભાષા સમિતિવંત થવું ! એ પ્રમાણે સંગત સાધુનો વ્યતિકર કહ્યો.

आहारोवहिसिज्ज । उग्गमउप्पायणेसणासुद्ध ॥
गिन्हइ अदीणहिअओ । जो होइम एसणासमिओ ८३

આહાર, ઉપધિ અને ઉપાશ્રય (પ્રમુખ) જે ઉદ્ગમ, ઉત્પાદના અને એષણા દોષને વર્જી નિર્દોષ અદીન વૃત્તિએ ગ્રહે એને જે ખપ કરે તે એષણા સમિતિવંત સમજવો. ૮૩

आहार-मित्त-कज्जे । सह मज्झिय जीवलघइ जिणाण॥
कह मेमगुणे धरिही । सुदुद्धरे मो जओ भणिय ॥८४॥

આહારમાત્ર પ્રયોજને જે જિનેશ્વર પ્રભુની આજ્ઞાનું ઉલ્લંઘન કરે તો પછી તે જીવ દુર્ધર બ્રહ્મચર્યાદિ શેષ ગુણોને શી રીતે ધરી શકશે ? જે કારણ માટે કહ્યું છે કે- ૮૪

जिणमासणस्स मूल । भिक्खायरिया जिणेहि पन्नत्ता॥
इत्थ परितप्पमाण । त जाणसु मदसद्धीअ ॥८५॥

જિન શાસનનું મૂળ (તત્ત્વ) એ છે કે મુનિએ નિર્દોષ આહાર ગવેષી લેવો, એમ જિનેશ્વરોએ ફરમાવ્યું છે એ કાર્યમાં

જે મુનિ ખેદ વહે છે તે સંયમ માર્ગમાં મંદ શ્રદ્ધાવાન છે એમ સમજવું. ૧૮૫.

जह नरवइणो आणं । अइक्कमंता पमायदोसेणं ॥
पावंति बंधवहरो–हच्छिज्जमरणावसाणाइं ॥ ८६ ॥

तह जिणवराण आणं । अइक्कमंता पमायदोसेणं ॥
पावंति दुग्गइपहे । विणिवाय सहस्सकोडीओ ॥८७॥

જેમ નરપતિની આજ્ઞા અતિક્રમનાર લોકો પોતાના પ્રમાદ દોષથી બંધ, વધ, રોધ (કેદ) અને અવયવાદિકના છેદ પ્રમુખ મરણાંત કષ્ટને પામે છે, તેમ જિનેશ્વર પ્રભુની આજ્ઞા અતિક્રમનાર પ્રમાદ દોષથી દુર્ગતિના રસ્તે સહસ્ર કોટિવાર વિનિપાતનેજ પામે છે. ૧૮૬–૧૮૭

जो जहव तहव लध्धुं । गिन्हइ आहारउवहिमाईयं ॥
समणगुणविप्पमुक्को । संसारपवट्ठओ भणिओ ॥८८॥

આહાર, ઉપાધપ્રમુખને જે જેમ તેમ (સ્વેચ્છાથી) પ્રાપ્ત કરી લે છે તે શ્રમણ (નિગ્રંથ) માર્ગથી દૂર છતો સંસારની વૃદ્ધિ કરનાર કહ્યો છે. ૧૮૮

धणसम्म–धम्मरुइमाइयाण । साहूण ताण पणओहं ॥
कंठट्ठियजीएहिं वि । न एसणा पिल्लिया जेहिं ॥ ८९ ॥

તે ધનશર્મ અને ધર્મરૂચિ પ્રમુખ સાધુઓને હું પ્રણામ

ઉદ છુ કે જેમણે મગણાત કષ્ટ પ્રાપ્ત વર્ષે છતે પણ એષણા સ મિતિ વિરાધી નહિ ૧૮૯

## " ધનશર્મ અને ધર્મરૂચિ ચરિત્ર "

**ધનશર્મ** એ એક શ્રેષ્ઠિ પુત્ર વૈરાગ્યથી દીક્ષા ગ્રહી ગ્રીષ્મ રૂતુમા ગુરૂ સાથે વિચરતો હતો તે વખતે અરણ્યમા અત્યત તૃ-ષાથી પિડીત થવાથી આગળ ચાલવાને અશક્ત થયો માર્ગમા બહુજ ધીમી ગતિથી હીડતા શીતળ જળથી ભરેલી નદી આની પરતુ પ્રાણાન્ત કષ્ટે પણ તે સચેત જળ પોતે પીધુ નહિ શુભ ધ્યાનથી મરીને તે વૈમાનિક દેવ થયો અવવિજ્ઞાનથી પૂર્વભવનો વ્યતિકર જાણી 'માગ મરણથી મુનિઓને ખેદ ન થાઓ' એટલા માટે મુનિઓને વૈક્રિય રૂપથી મળીને તેમને સતોષિત કર્યા

## ઇતિ ધનશર્મ કથા

**મહાતપસ્વી ધર્મરૂચિ અણગારને** એકદા અઠમ તપ કરી અરણ્યમા ચાલતા પારણે ક્ષુધા તૃષાથી પિડીત થયેલા વન દેવતાએ દીઠા, તે વનદેવતાએ મનુષ્યનુ રૂપ ધારી તે મુનિને કાજિક આપવા માડ્યા છતા પોતાની વિચક્ષણતાથી દેવ માયા જાણીને તે ગ્રહણ કરી નહિ તેથી પ્રગટ થઇ વનદેવતાએ તે મુ નિની ભારે પ્રશસા કરી તો પણ ગર્વરહિત રહેલા તે મુનિ સકળ કર્મને ખપાવી શિવ પદ પામ્યા **એ પ્રમાણે** ધર્મરૂચિ અણ-ગારની સક્ષેપથી વાત કહી

पडिलेहिऊण सम्मं । सम्मं च पमज्जिऊण वथ्थूणि ॥
गिन्हिज्ज निरकविज्ज व । समिओ आयाणसमिईए ९०

આદાન નિક્ષેપણ સમિતિવંત (સાધુ-પુરૂષ) પ્રથમ સમ્યગ્ રીતે દૃષ્ટિ પડિલેહણા કરી પછી પૂંજી પ્રમાર્જીને વસ્તુ ગ્રહણ કરે અથવા નીચે સ્થાપે. ૧૯૦

जइ घोरतवच्चरणं । असक्कणिज्जं न कीरए इन्हिं ॥
किं सक्कावि न कीरइ । जयणा सुपमज्जणाईया ॥९१॥

ન બની શકે એવું ઘોર તપ આચરણ જો ન કરી શકાય તો સુખે બની શકે એવી સુપ્રમાર્જનાદિક જયણા કરવામાં કેમ ઉપેક્ષા કરવી ઘટે ? ૧૯૧

तम्हा उवउत्तेणं । पडिलेहणपमज्जणासु जइयव्वं ॥
इय दोसे सुगुणेसुवि । आहरणं सो मिलज्ज मुणी ९२

તે માટે ઉપયોગ સહિત પ્રતિલેખન પ્રમાર્જન કરવા કાળજી રાખવી. આ સંબંધી ગુણ દોષમાં આર્ય સોમિલમુનિનું દૃષ્ટાંત જાણવું. ૧૯૨

"આર્ય સોમિલમુનિનું ચરિત્ર."

સોમિલ નામના એક મુનિ ગુરૂની આજ્ઞાથી પાત્ર પ્રતિલેખના કરી તે ઉંચાં રાખી કંઈક કાર્ય માટે ગયા હતા. કાર્ય પૂરૂં થયે છતે ભિક્ષા માટે જતાં તે સોમિલને પાત્રાં પુનઃ પ્રતિલેખવાનું

સાધુએ કહેવાથી આ પાત્રા હમણાંજ પડિલેહ્યા છે એમ કહેવાથી તેના તેવા ઉપેક્ષા ભરેલા વચનથી રૂષ્ટ થયેલા દેવતાએ પ્રગટ થઇ તેને ઉપાલંભ દીધો, તેથી તે પ્રતિલેખન ક્રિયામાં અધિકાધિક સાવધાન રહેવા લાગ્યો ઇતિ સોમિલમુનિ દ્રષ્ટાંત.

आवायाइ–विरहीए । देसे सपेहणाइ परिसुद्धे ॥
उच्चाराइ कुणंतो । पंचमसमियं समाणेइ ॥ ९३ ॥

આપાત, (લોકોનું આવાગમન જ્યાં થતું હોય) તેમજ સંલોક (લોકો દૂરથી દેખી શકે એવા સ્થળ) ટાળી શુદ્ધ નિર્દોષ સ્થંડિલ ભૂમિમાં વડીનીતિ તથા લઘુનીતિ કરતો સાધુ પાંચમી પારિષ્ઠાપનિકા સમિતિને આરાધે છે ૯૩

धम्मरुइमाइणो इह । आहरणं माहुणो गयपमाया ॥
जेहिं विसमावइसुवि । मणमावि न लंघिया एसा॥९४॥

ધર્મરૂચિ પ્રમુખ પ્રમાદરહિત સાધુઓનું અત્ર ઉદાહરણ લેવું કે જેમણે વિષમ આપત્તિયોગે મનથી પણ એ સમિતિનું ઉલ્લંઘન કર્યું નથી ૯૪

" ધર્મરૂચિ મુનિનું સંક્ષિપ્ત ચરિત્ર. "

એકદા ગચ્છમાં ધર્મરૂચિ નામના મુનિ પ્રતિલેખનક્રિયામાં પ્રાણાન્તે પણ પ્રમાદ કરતા નથી અન્યદા સંધ્યા સમયે સ્થંડિલ પ્રતિલેખના કરવી ચૂકી જવાથી, રાત્રીમાં લઘુનીતિની શંકા થતાં પોતાના થયેલા પ્રમાદને લઇ જીવદયાની ખાતર

તેનો શોધ કરી રહ્યા છે. અને પોતાના આત્માને હવે પછી વધારે સાવધાન રહેવા સમજાવે છે. એવા તેના સત્ત્વથી તુષ્ટમાન થયેલા આસન્ન દેવતાએ પ્રભાત વિકુર્વ્યું. એટલે સાધુએ સ્થંડિલ ભૂમિને પડીલેહી લઘુશંકા ટાળી. પછી તરત અંધકાર પસરી જવાથી તે બધી દેવમાયા જાણી મુનિ સ્વપ્રમાદને નિંદતા અને દેવ સાન્નિધ્યથી પણ ગર્વ નહિ ધરતા સંયમમાં વધારે સાવધાનપણે વર્તી અનુક્રમે સકળ કર્મનો ક્ષય કરી સિદ્ધિ પદને પ્રાપ્ત થયા.

**ઇતિ ધર્મરૂચિ મુનિ દૃષ્ટાંત.**

**अकुसलमणो निरोहो । कुसलस्स उईरणं तहेगत्तं ॥**
**इय निहिअमणपसरा । मणगुत्तिं बिंति महरिसिणो ॥९५॥**

અકુશળ ( સાવદ્ય ) મનનો નિરોધ અને કુશળ( શુભ ) મનનું ઉદીરણ તથા ચિત્તની એકાગ્રતા થાય તેમ પ્રવર્તવું એ મનોગુપ્તિ છે. એમ સકલ વિકલ્પાતીત–નિર્વિકલ્પ સમાધિવંત જિનેશ્વરો કહે છે. ૧૯૫.

**अवि जलहीवि निरुज्झइ । पवणोवि खलिज्जए उवाएणं ॥**
**मन्ने न निम्मिओ च्चिय । कोवि उवाओ मणनिरोहे ९६**

ઉપાયવડે સમુદ્રનો રોધ કરી શકાય છે અને પવનને પણ ખાળી ( રોકી ) શકાય છે; પણ મન નિરોધ કરવાનો કોઇ અદ્ભૂત ઉપાય કોઈએ નિર્માણ કર્યો જણાતો નથી. ૧૯૬.

**चिंतइ अचिंतणिज्जं । वच्चइ दूरं वि लंघइ गुरुंपि ॥**
**गुरुआणवि जेण मणो । भमइ दुरायारमहिलव्व ९७**

जिणवयणमहाविज्जा। सहाइणो अहव केइ सप्पुरिसा
रुभति तपि विसमिव । पडिमापडिवन्न—सढ्ढव्व ॥१९८॥

કેમકે મન નહિ ચિંતવવા યોગ્ય (પરસ્ત્રી પ્રમુખ) વસ્તુને ચિંતવે છે, દૂર જાય છે, સમુદ્ર અને ડુંગરને ઓળંગી જાય છે, અરે મહાન પુરૂષોના પણ મન વાગાચારી સ્ત્રીની પેઠે ભમ્યા કરે છે અથવા કેટલાક સત્પુરૂષો જિનવચન રૂપ મહાવિદ્યાની સહાયથી (વિષધરના) વિષની જેમ મનને પણ પ્રતિમા પ્રતિપન્ન (જિનદાસ) શ્રાવકની પેઠે નિરૂધે છે ૧૯૭-૧૯૮

" જિનદાસ શ્રાવક ચરિત્ર "

જિનદાસ શ્રાવક એકદા પોષધ લઈ શૂન્ય ઘરમાં કાઉસ્સગ્ગ ધ્યાને રહ્યો હતો તેવામાં ત્યાં તેની સ્ત્રી કોઈ અન્ય પુરૂષની સાથે રમવા માટે આવી, અંધારામાં તેણીએ જિનદાસને જાણ્યો નહિ ખીલાયુક્ત પાયાવાળો પલંગ ઢાળી રમવા લાગી એક ખીલો જિનદાસના પગ ઉપર આવ્યો ને પગને વીંધી ભૂમિમાં પેસી ગયો, તેથી તીવ્ર વેદના થઈ ને વેદના અદીનપણાથી સહી, પવિત્ર જિનવચનનું અવલંબન કરી શુદ્ધ અધ્યવસાય સહીત કાળ કરી વૈમાનિક દેવપણે ઉત્પન્ન થયો. જ્યારે ગૃહસ્થાશ્રમમાં રહેતા શ્રાવક પણ મનને આવી રીતે વશ કરે તો સાધુ જનોને એથી અધિક [illegible] ઇતિ જિનદાસ શ્રાવક કથા.

अकुसलवयणनिरोहो । कुसलस्स उईरणं तहेगत्तं ॥
भासाविसारएहिं । वइगुत्ती वन्निया एसा ॥ ९९ ॥

અકુશળ વચનનો નિરોધ, કુશળ વચનનું ઉદીરણ તેમજ વચનની એકાગ્રતા ( નિર્વ્યાપારતારૂપ ) ને ભાષા સમિતિમાં કુશ-ળ પુરૂષો ભાષાસમિતિ કહે છે. ૧૯૯.

दंमंति तुरंगा विहु । कुसलेहिं गयावि संजमिज्जंति ॥
वयवग्घिं संजमिउं । निउणाणवि दुक्करं मन्ने ॥२००॥

કુશળ પુરૂષો ( ઉદ્ધત ) ઘોડાને તેમજ ( મહોન્મત્ત ) હા-થીને પણ દમી જાણે છે, પણ વાણી રૂપ વાઘણને વશ કરવી એ તો નિપુણ જનોને પણ દુષ્કર છે એમ માનું છું. ૨૦૦.

सिध्धंतनीइकुसलो । कइ निगिन्हंति तं महासत्ता ॥
सन्नायग–चोरग्गह–जाणग गुणदत्तसाहुव्व ॥ १ ॥

સિદ્ધાન્ત ( આગમ ) નીતિમાં કુશળ કેઇક મહાસત્ત્વશાળી સાધુ પુરૂષો તેનો પણ નિગ્રહ કરે છે. અને સ્વજનોને ચોર પકડી લેશે એવું જાણનારા ગુણદત્ત સાધુની પેરે દૃષ્ટાંત રૂપ બને છે. ૨૦૧.

"ગુણદત્ત સાધુ દૃષ્ટાન્ત."

ગુણદત્ત સાધુને એકદા ગુરૂ આજ્ઞાથી એકાકી વિચરતાં અરણ્યમાં ચોરો મળ્યા, "અમારી વાત કોઇને કહીશ નહિ" એમ જણાવી તેમણે મુનિને જવા દીધા. માર્ગમાં આગળ જતા

મુનિને (પોતાના સસાર પક્ષી) માતા પિતાદિક મળ્યા તેમણે વ દનાદિક કર્યા બાદ આગ્રહ કરી મુનિને પાછા વાળ્યા, માર્ગમા ચોરોએ તેમને પકડી લુ ટી લીધા ત્યારે પલ્લીપતિને મુનિરાજની માતાએ કહ્યુ કે મને છરી આપ કે જેથી સ્તનોને કાપી નાખુ પલ્લીપતિએ તેનુ કારણ પૂછવાથી તે વૃદ્ધાએ કહ્યુ કે મે જાતે સ્તન પાન કરાવેલા આ સાધુએ તમને જાણ્યા જોયા છતા મને પ્રથમથી નિવેદન કર્યું નહિ મુનિને તેનુ કારણ પૂછતા મુનિએ કહ્યુ કે થોડી પણ ખરી પ્રમગ વાર્તા શ્રીજિનેશ્વરોએ નિષેધી છે તો તે જિન વચનનો અનાદર કરી હુ સ્વજનનુ કાર્ય શી રીતે કરુ ? આ વાતથી પ્રસન્ન થઇ પલ્લીપતિએ સહુને છોડી મુક્યા મુનિ પણ સહુને બહુપદેશ દઇ અન્ય સ્થળે વિહાર કરીગયા એની રીતે અન્ય મુમુક્ષુઓએ પણ વચનગુપ્તિ આદરવી

"ઇતિ ગુણદત્ત માધુ દૃષ્ટાન્ત"

जो दुट्टगइदो इव । देहो अमजमेसु वट्टतो ॥
नाणकुमेण रुभइ । सो भन्नइ कायगुत्तत्ति ॥ १ ॥

દુષ્ટ ગજેન્દ્રની પેઠે અનયમ માર્ગમા પ્રવર્તતા દેહને જ્ઞાન રૂપ અકુશ વડે દમવામા આવે તે કાયગુપ્તિ કહેવાય છે ૧૦૭

कुम्मुव्व मया अगे । अगोवगाइ गोविउ धीग ॥
चिट्ठति दयाहेउ । जह मग्गपवन्नओ साहू ॥ २ ॥

કૂર્મ (કાચબા) ની પેઠે સદા સ્વદેહમા અગોપાગને

ગોપવી રાખી ધીર પુરૂષો દયાને માટે માર્ગ પ્રપન્ન સાધુની પેરે પ્રવર્ત્તે છે. ૨૦૩.

### " માર્ગ પ્રપન્ન સાધુ ચરિત્ર. "

કોઇએક મુનિરાજ સાર્થની સાથે વિચરતા હતા, તે સાર્થ ઘાસવાળા સ્થાનમાં પડાવ નાંખી રહ્યા, સાધુને પોતાને રહેવા યોગ્ય સ્થાનક નહિ હોવાથી કષ્ટથી એક પગ રહી શકે એવા નિર્દોષ સ્થળમાં એક પગે ધ્યાનમાં લીન થઇ ઉભા રહ્યા પણ તિલ તુષ માત્ર પણ બીજી ભૂમિ વાપરી નહિ. તેમના સત્વથી તુષ્ટમાન થયેલા ઈંદ્રે પ્રશંસા કરી, તે સાંભળી કોઈક દેવ ચળાવવા આવ્યો, વ્યાઘ્રનું રૂપ ધારી ફાળ મારી મુનિ ઉપર ધસ્યો પણ મુનિ લગારે ક્ષોભ પામ્યા વગર ત્યાંજ ઉભા રહ્યા, તેથી દેવ પ્રગટ થઈ સ્તુતિ કરી ખમાવી સ્વસ્થાનકે ગયો. તો પણ ગર્વ રહિત તે મહામુનિ સ્વધ્યાનમાં સમાહિત રહી સકળ કર્મ ખપાવી મોક્ષપદ પામ્યા. **ઇતિ માર્ગ પ્રતિપન્ન સાધુ દૃષ્ટાંત.**

**इय निम्मलवयकलिओ । समिई–गुत्तीसु उज्जुओ साहू**
**तो सुत्त अथ्थ पोरिसि । कमेण सुत्तं आहिज्जिज्जा ॥४॥**

એ પ્રમાણે નિર્મળ વ્રત સહિત સમિતિ ગુપ્તિ પાળવામાં ઉદ્યુક્ત (ઉજમાળ થયેલો) સાધુ સૂત્ર પોરષી અને અર્થ પોરષીના અનુક્રમ પ્રમાણે શાસ્ત્ર સિદ્ધાન્તનો અભ્યાસ કરે. ૨૦૪.

**तंमि अहीए विहिणा । विसेसकयउज्जमो तवविहाणे ॥**
**दव्वाइअपडिबद्धो । नाणादेसेसु विहरिज्जा ॥ ५ ॥**

વિધિ પૂર્વક શાસ્ત્ર અભ્યાસ કર્યે છતે વિવિધ તપો વિધાનમા વિશેષે ઉદ્યમવંત બની દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવમા પ્રતિબંધ રહિતપણે જૂદા જૂદા દેશોમા મુનિએ વિચરવુ । તે પ્રતિબંધ દ્રવ્યથી શ્રાવકાદિકમા, ક્ષેત્રથી નિર્વાત (પવન વગરના) સ્થાનાદિકમા, કાળથી શરદાદિક ઋતુમા, અને ભાવથી શરીર અવયવાદિકમા જેમકે આ ગ્રીષ્મ ઋતુમા અહિં જ રહીયે તો શરીરને સુખ રહેશે મુનિનો એવો આચાર છે કે સર્વત્ર સમભાવ રાખી પ્રતિબંધ રહિત વિચરવુ ૨૦૫

पडिबंधो लहुअत्तं । न जणुवयारो न देसविन्नाणं ॥
नाणाईण अवुड्ढी । दोसा अविहारपक्खंमि ॥ ६ ॥

(પ્રતિબંધ રહિત પણે) વિહાર નહિ કરવાથી (એકત્ર રહેતા) રાગદ્વેષાદિક દોષોની ઉત્પત્તિ થાય, લઘુતા થાય, તેમ જ લોકોપકાર, દેશ વિજ્ઞાન, તથા જ્ઞાન વૃદ્ધિ થઈ શકે નહિ ૨૦૬

गयणंव निरालंबो । हुज्ज धरामंडलं व सव्वसहो ॥
मेरुव्व निप्पकंपो । गंभीरो नीरनाहुव्व ॥ ७ ॥
चंदुव्व सोमलेसो । सूरुव्व फुरंतउग्गतवतेओ ॥
सीहुव्व असंखोभो । सुसीयलो चंदणवणं व ॥ ८ ॥

(આ સંવેગી મુનિ) ગગનની જેમ નિરાલંબી, પૃથ્વીની પેરે સહનશીલ, મેરુની જેવા નિષ્પ્રકંપ, સમુદ્રની જેવા ગંભીર,

ચંદ્રની જેવા સૌમ્ય લેશ્યાવંત, સૂર્યની જેવા સ્ફુરાયમાન ઉગ્રતપ તેજવાળા, સિંહની પેરે અક્ષોભ્ય અને ચંદનના વનની જેમ સુશીતળ પ્રકૃતિવંત હોય. ૨૦૭–૨૦૮.

पवणुव्व अपडिवद्धो । भारुंडविहंगमुव्व अपमत्तो ॥
मुद्धवहुव्व वयारो । सारयसलिलं व सुद्धमणो ॥९॥

તેમજ મુનિ પવનની પેરે પ્રતિબંધ રહિત વિચરનાર, ભારંડપંખીની પેરે પ્રમાદ રહિત, મુગ્ધ વધુની પેરે વિકાર વર્જિત, અને શરદ્ જળની પેરે શુદ્ધ હૃદયવાળા હોય. ૨૦૯.

वज्जिज्ज मच्छरं परगुणेसु । तह नियगुणेसु उक्करिसं ॥
दूरेणं परिवज्जसु । सुहसीलस्स संसग्गिं ॥ १० ॥

પરગુણમાં મત્સર, તેમજ નિજગુણમાં ઉત્કર્ષ કરવો નહિ, અને સુખ શીલ જનોનો સંસર્ગ ( પરિચય ) દૂરથીજ ત્યજવો, મતલબ કે તે કદાપિ લગારે કરવો નહિ. ૨૧૦.

पासत्थो ओसन्नो । कुसील संसत्तनीअ अहाछंदो ॥
एएहिं समाइन्नं । न आयरिज्जा न संसिज्जा ॥ ११ ॥

પાસથ્થા, ઉસન્ના, કુશીળ, સંસક્ત અને યથાચ્છંદી સાધુએ જિનાજ્ઞાને ઉલ્લંઘી સમાચરેલું કાર્ય આત્માર્થિ સાધુએ પોતે આદરવું નહિ, તેમજ તેને પ્રશંસવું નહિ ' પાસથ્થાદિકનું સ્વરૂપ **પ્રવચન સારોદ્ધાર** પ્રમુખ અન્ય ગ્રંથો થકી જાણી લેવું ! જાણીને પોતે તેવે પ્રસંગે વિવેકથી વર્તવું. ૨૧૧.

पिज्ज भय पओसो । पेसुन्न मच्छरो रईहासो ॥
अरईकलहो सोगो । जिणेहिं साहूण पडिकुट्ठो ॥१२॥

પ્રેમ, (સ્વજનાદિકમાં) ભય, પ્રદ્વેષ, પૈશુન્ય (ચાડી) મત્સર, રતિ (ઇષ્ટ સંયોગે હર્ષ) હાસ્ય, અરતિ (અનિષ્ટ સંયોગે ખેદ) કલહ, શોક એ સર્વવાના સાધુઓને શ્રીજિનેશ્વરોએ નિષેધ્યા છે મતલબ કે તે દોષો સાધુઓએ સેવવા નહિ ૧૧૨

वंदिज्जतो हरिस । निंदिज्जतो करिज्ज न विसाय ॥
न हि नामिअनिंदिआण । सुगइ कुगय च विंति जिणा

મુનિજન વંદાતા હર્ષ ન કરે, અને નિંદા કરતા ખેદ ન ધરે, કેમકે નમાયેલાની સુગતિ અને નિંદાયેલાની દુર્ગતિ થાય એવો નિયમ નથી એમ કહેવાની મતલબ એ કે મુનિએ નિંદા સ્તુતિ કરનાર, માન અપમાન આપનાર તેમજ સ્વજન અને અન્યજનો એ સહુ ઉપર સદાય સમદૃષ્ટિ રાખી વિચરવું, નિરંતર આત્મવૃત્તિ-અંતરલક્ષ્ય ઉપયોગ રાખીને સંયમ પાળવું ૧૧૩

अप्पा सुगइ साहइ । सुपउत्तो दुग्गइ च दुपउत्तो ॥
तुट्ठो रुट्ठो अपरो । न साहओ सुगईकुगईण ॥ ११४ ॥

આત્માને સન્માર્ગમાં પ્રવર્તાવ્યાથી તે સદ્ગતિ આપે છે અને ઉન્માર્ગમાં વર્તાવ્યાથી દુર્ગતિ આપે છે બાકી બીજા તુષ્ટમાન્યા કે રુષ્ટ સદ્ગતિ કે દુર્ગતિ આપી શકતા નથી માટે

નારકીઓનાં (દીર્ઘ) દુઃખ પણ કાળે કરીને ક્ષીણ થઇ જાય છે તો પછી મનુષ્યનાં દુઃખ કઇ ગણત્રીમાં છે? તેથી આ દુઃખ તને લાંબાં વખત નહિ રહે, એમ વિચારી હે જીવ! તું ખેદ (ઉદ્વેગ) ન કર, પણ ધીરો થા! ૨૨૨

इय भावंतो संमं । खंतो दंतो जिइंदिओ होउं ॥
हत्थिव्व अंकुसेणं । मग्गंमि ठवेसु नियचित्तं ॥२३॥

આવી રીતે સમ્યગ્ વિચાર કરતો હે ભદ્ર! તું ક્ષાન્ત, દાન્ત અને જીતેન્દ્રિય થઇ અંકુશવડે હાથીની જેમ પોતાના ચિત્તને માર્ગમાં સ્થાપન કર! ૨૨૩

जम्हा न कज्जसिद्धी । जीवाण मणंमि अट्ठिए ठाणे ॥
इत्थं पुण आहरणं । पसन्नचंदाइणो भणिया ॥ २४ ॥

કેમકે શુભ પરિણામાદિકમાં મન અસ્થિર છતે જીવોના ઇષ્ટ કાર્યની સિદ્ધિ થઈ શકતી નથી, આ પ્રસંગે **પ્રસન્નચંદ્ર** પ્રમુખના ઉદાહરણ શાસ્ત્રમાં ભાખ્યાં છે, **પ્રસન્નચંદ્ર** રાજર્ષિ તેમજ **ભરત મહારાજ**નાં ઉદાહરણ ઉપદેશમાળાદિકમાં સુપ્રસિદ્ધ છે. ૨૨૪

अहर–गइ–पडियाणं । किलिट्ठचित्ताण नियडि वहुलाणं
सिरितुंडमुंडणेणं । न वेसमित्तेण साहारो ॥२५॥

નરકાદિક નીચી ગતિ તરફ જેમણે પ્રસ્થાન કરેલું છે

એવા ક્લિષ્ટ ચિત્તવાળા અતિ કપટી જનોનુ શિર મુડન કરવા પૂર્વક વેષ આપના માત્રથી કલ્યાણ થતુ નથી, ગુણ વિકળ અને અનેક દોષ દુષિત જનોનુ વેષ માત્રથી હિત થતુ નથી ૨૨૫

वेलवगाईएसु वि । दीसइ लिंग न कज्जससिद्धी ॥
पत्ताइ च भवोहे । अणतसो दव्वलिगाइ ॥ २६ ॥

નેપ વિડબક વિદૂષકાદિકની પાસે લિગ (વેષ) તો હોય છે છતા તેથી કઈ કાર્ય સિદ્ધિ થતી નથી તેવા દ્રવ્ય લિગ તો સસાર ચક્રમા ભમતા જીવે અનતિવાર પ્રાપ્ત કરેલા છે, પણ ગુણના ખપ વિના કર્યુ વળ્યુ નથી તેટલા માટે કેવળ દ્રવ્ય લિગમાત્ર આગ્રહ નહિ કરતા સાથે સદ્ગુણનો અધિક ખપ કરના શાસ્ત્રકાર જણાવે છે ૨૨૬

तम्हा परिणामुच्चिय । साहइ कज्ज विणिच्छिओ एसो ॥
ववहारनयमएण । लिगग्गहणपि निद्दिट्ठ ॥ २७ ॥

તેથી આત્માનો (શુદ્ધ) પરિણામજ (સ્વરૂપ) કાર્ય સાધી આપે છે એવો નિશ્ચય-સિદ્ધાન્ત છે તેમજ વ્યવહાર નયના અભિપ્રાયે લિગ ગ્રહણ કરવાનુ પણ કહેલુ છે તેથી ઉભયની અપેક્ષા સિદ્ધ થાય છે ૨૨૭

जइ जिणमय पवज्जह । ता मा ववहारनिच्छए मुयह ॥
ववहारनओच्छेए । तित्थुच्छेओ जओ भणिओ ॥२८॥

જો તમે જિનમતને અંગીકાર કરો તો વ્યવહાર અને નિશ્ચય ઉભયને આદરો, એકનો અનાદર-ઉપેક્ષા ન કરો (તેમાં પણ લિંગ ગ્રહણ જિનપૂજાદિક) વ્યવહાર નયનો ઉચ્છેદ કરવાથી તો તીર્થનોજ ઉચ્છેદ કર્યો જાણવો. ૨૨૮

ववहारो विहु बलवं । जं वंदइ केवलीवि छउमथ्थं ॥
आहाकम्मं भुंजइ । सुयववहारं पमाणंतो ॥ २९ ॥

વ્યવહાર પણ બળવાન્ છે કેમકે કેવળી (સર્વજ્ઞ) છતાં પણ છદ્મસ્થ (ગુરૂ) ને વાંદે છે તેમજ શ્રુતવ્યવહારને પ્રમાણ કરતાં આધાકર્મી આહારને વાપરે છે, મતલબ કે જ્યાં સુધી શિષ્ય સર્વજ્ઞ થયેલ છે એવી ખબર ગુરૂને ન પડે ત્યાં સુધી શિષ્ય સર્વજ્ઞ છતાં ગુરૂવંદન કરવા રૂપ વ્યવહારને ત્યજી દેતા નથી, તેમજ બહુશ્રુતે શ્રુત ઉપયોગથી આણેલો સદોષ આહાર પણ ક્વચિત કેવળી વાપરે છે. તે વાત વ્યવહારમાર્ગની પુષ્ટિ (બલવત્તા) બતાવે છે. ૨૨૯

तिथ्थयरुद्देसेणवि । सिढिलिज्ज न संजमं सुगइमूलं ॥
तिथ्थयरेण वि जम्हा । समयंमि इमं विणिद्दिठं ॥३०॥

જિનપૂજાદિક તીર્થંકરના ઉદ્દેશથી પણ સદ્ગતિદાયક સંયમને શિથિલ કરવું નહિ કેમકે તીર્થંકરોએજ સિદ્ધાંતમાં આવી રીતે કહ્યું છે કે—૨૩૦

चेइय कुलगण संघे । आयरिआण च पवयण सुए य॥
सव्वेसुवि तेण कय । तवसंजममुज्जमतेण ॥ ३१ ॥

તપ સંયમમાં ઉજમાળ રહેતા મુનિએ ચૈત્ય (જિનમંદિર,) કુળ, ગણ, સંઘ, આચાર્ય અને પ્રવચન (શ્રુત સિદ્ધાન્ત) ની ભક્તિ કરી જાણવી તેથી સાધુજનોએ તપ સંયમમાંજ અધિક યત્ન કરવો ઘટે છે ૩૧

सव्वरयणामएहिं । विभूसिय जिणहरेहिं महिवलय ॥
जो कारिज्ज समग्ग । तउवि चरणं महिड्ढिय ॥ ३२ ॥

સર્વ રત્નમય જિનમંદિરોથી સમસ્ત પૃથિવીવલયને કોઈ મંડિત કરે તેથી પણ ચારિત્ર સેવન અધિક લાભદાયિ છે (તેથીજ ઇંદ્ર નરેંદ્રાદિક બહુ કોઈ મહર્દ્ધિક જનો એક દિનના દીક્ષિત દ્રુમક સાધુને પણ પ્રણમે છે) ૩૨

दव्वत्थओ य भावत्थओ य।दव्वत्थओ बहुगुणत्ति बुद्धिसिया
अनिउणमइ-वयणमिण । छज्जीवहिय जिणा बिंति ३३

દ્રવ્ય સ્તવ (જિન ચૈત્ય નિર્માપણ જિન પૂજાદિક) અને ભાવસ્તવ (ગુણોત્કીર્તન અંતરંગ પ્રીતિથી આજ્ઞાપાલનવડે પૂજ્ય પૂજના રૂપ) માં થી સ્વપર અધ્યવસાયની વિશુદ્ધિ વડે દ્રવ્ય સ્તવ ગુણકારી છે એમ કોઈની બુદ્ધિ થાય તો તે અયુક્ત છે કેમકે તે નિપુણ મતિ વચન નથી જિનેશ્વરો તો સમસ્ત જીવના હિત કરનાર વચન વદે છે ૩૩

छज्जीवकायसंजमो । दव्वथ्थए सो विरुज्झए कसिणो ॥
तो कसिण संजम विऊ । पुप्फाइयं न इच्छंति ॥३४॥

દ્રવ્ય સ્તવમાં સમસ્ત જીવનો સંપૂર્ણ સંયમ ( બચાવ ) થઈ શકતો નથી તેથી સર્વ વિરતિવંત વિદ્વાન સાધુઓ પુષ્પાદિક આરંભસાધ્ય દ્રવ્ય સ્તવને ઈચ્છતા નથી. ૨૩૪.

अकसिण–पवत्तगाणं । विरयाविरयाण एस खलु जुत्तो
संसारपयणुकरणो । दव्वथ्थए कूवदिट्ठंतो ॥ ३५ ॥

( પરંતુ ) દેશ વિરતિવંત શ્રાવકોને તો એ દ્રવ્યસ્તવ ( જિન પૂજાદિક ) યુક્ત છે. કેમકે તે તેમને ભવ ભ્રમણ ઘટાડવાના હેતુ રૂપ છે. તે દ્રવ્યસ્તવના સંબંધમાં અરિહંતોએ કુવાનું દૃષ્ટાન્ત કહેલું છે તે આવી રીતે કે કૂવો ખણતી વખતે તે ખણનારને અધિક તૃષા અને શ્રમાદિક લાગે છે પરંતુ તે ખણી રહ્યા બાદ તેમાંથી અતિ શીતળ જળ મેળવી તેનો ખણનાર અને અન્ય જનો ઘણી શાન્તિ મેળવે છે. તેમ દ્રવ્યસ્તવ કરતાં તો કંઇ આરંભજન્ય ક્રિયા લાગે પરંતુ તે પૂર્ણ થયે તે દ્રવ્યસ્તવ કરનાર અને અન્ય ભવ્ય જનો પણ અધ્યવસાયની વિશુદ્ધિથી પૂર્વોક્ત દોષને નિવારી નિવૃત્તિ સુખને પામી શકે છે ( અથવા રોગીને ઔષધની પેરે દ્રવ્યસ્તવ મલીનારંભી ગૃહસ્થ જનોને હિતકારી હોવાથી આદરવા યોગ્ય છે. ઇતિ હરિભ૦ અષ્ટકે. ) ૨૩૫.

तो आणावज्झेसुं । अविसुद्धालंबणेसु न रमिज्जा ॥
नाणाइवुड्ढिजणयं । तं पुण गिज्झं जिणाणाए ॥३६॥

એમ સમજી પ્રભુ આજ્ઞાથી બહિર્ભૂત એવા અવિશુદ્ધ આલંબનમાં રતિ કરવી નહિ, પણ જ્ઞાનાદિક ગુણની વૃદ્ધિ કરનાર જે જે આલંબન હોય તે તે આલંબન જિનોક્ત વિધિ મુજબ ગ્રહણ કરવું, પણ સ્વમતિ કલ્પના વડે નહિ ૨૩૬

જ્ઞાનાદિક વૃદ્ધિકારી આલંબન કયા કયાં તે ગ્રંથકાર પોતેજ જણાવે છે.

काह अछित्ति अदुवा अहीह। तवोविहाणेण य उज्जमिस्स
गच्छं च नीई इअ सारइस्स । सालंबसेवी समुवेइ मुक्ख

તીર્થવ્યુચ્છેદ ન થાય તેમ હું પ્રયત્ન કરીશ, અથવા હું શ્રુત અભ્યાસ કરીશ, તપો વિધાન માટે ઉદ્યમ કરીશ અથવા શાસ્ત્ર નીતિથી ગચ્છની સારવાર કરીશ, એ પ્રમાણે ગુણદાયક આલંબનોને સેવનાર સાધુ મોક્ષને પામી શકે છે ૨૩૭

सालंबणो पडतो । अप्पाण दुग्गमेवि धारेइ ॥
इय सालंबणसेवी । धारेइ जई असढभाव ॥ ३८ ॥

જેમ દુર્ગમ ખાડ વિગેરેમાં પડતા વૃક્ષાદિકનું પુષ્ટ આલંબન લેનાર પોતાનો બચાવ કરી શકે છે તેમ પૂર્વોક્ત રૂડા આલંબનને સેવનાર સાધુ જો અશઠભાવ (નિષ્કપટ વૃત્તિ—નિર્દંભતા) નું સેવન કરે તો તે સ્વપરનું હિત સાધી શકે છે એ પ્રમાણે પુષ્ટ આલંબનને નિર્માયીપણે સેવવામાં ગુણ જણાવ્યો ૨૩૮

**उस्सग्गेण निसिद्धं । अववायपयंमि सेवए असढो ॥**
**अप्पेण बहुं इच्छइ । विसुद्ध-मालंबणो समणो ॥३९॥**

ઉત્સર્ગ સામાન્ય વિધિરૂપ માર્ગે જેનો નિષેધ કર્યો હોય તે અપવાદ પદે ( ગાઢ રોગાદિક કારણે ) અશઠ ભાવે વિશુદ્ધ આલંબનવંત સાધુ આચરે, એમ કરીને તે અલ્પ માત્ર સંયમ વ્યયથી અધિક સંયમ લાભનો ઇચ્છક હોય. ૨૩૯.

**पडिसिद्धंपि कुणंतो । आणाए दव्व-खित्त-कालन्नू ॥**
**सुज्झइ विसुद्धभावो । कालयसूरिव्व जं भणियं ॥४०॥**

દ્રવ્ય, ક્ષેત્ર, કાળનો જાણ પ્રભુ આજ્ઞાએ નિષિદ્ધ કાર્યને કરતો છતો વિશુદ્ધ ભાવથી કાલિક સૂરિની પેરે કર્મ નિર્જરાવડે શુદ્ધ થાય. કેમકે કહ્યું છે કે "સાધુ ચૈત્ય અને પ્રવચનના પ્રત્યનિક તથા નિંદકને સર્વ શક્તિથી નિવારે, સંઘાદિકના કાર્યે ( લબ્ધિપાત્ર સાધુ ) ચક્રવર્તીની સેનાને પણ ચૂરી નાંખે." તે કાલિકાચાર્યની કથાનો વિસ્તાર નિશીથ સૂત્રથકી જાણી લેવો. બાકી પોતાની બ્હેન સાધ્વી ( સરસ્વતી )ના વ્રતને ભંગ કરનાર રાજા ( ગર્દભિલ્લ ) ને ઉપાયોથી પદભ્રષ્ટ કર્યા છતાં જેમ તે આચાર્યવર શુદ્ધિને પામ્યા તેમ અત્ર સમજી લેવું. ૨૪૦.

**जा जयमाणस्स भवे । विराहणा सुत्तविहि-समग्गस्स ॥**
**सा होइ निज्जरफला । अज्झत्थ विसोहि जुत्तस्स ॥४१॥**

જયણા (યતના) વંત અને શાસ્ત્ર વિધિ સંયુક્ત ગીતાર્થવડે અશક્ય પરિહારે જે જીવ વિરાધના થઇ જાય તે અધ્યાત્મ વિશુદ્ધિ યુક્ત હોનાથી તેમને અશુભકર્મની નિર્જરાને માટે થાય ! અતએવકે તેવી વિરાધનાથી લાગેલુ યત્કિંચિત કર્મ શીઘ્ર નષ્ટ થઇ જાય જેમકે પ્રથમ સમયે બાધે બીજે સમયે નિર્જરે અને ત્રીજે સમયે કર્મ રહિત બને પ્રખર અધ્યાત્મ વિશુદ્ધવંત માટે એવી શાસ્ત્ર મર્યાદા છે ૨૪૧

जे जत्तिआ य हेऊ। भवस्स ते चेव तत्तिआ मुरके ॥
गणणाईया लोगा। दुण्हवि पुन्ना भवे तुल्ला ॥४२॥

રાગદ્વેષ અને અજ્ઞાન યુક્ત જીવોને જે ભવવૃદ્ધિના હેતુઓ છે તેજ હેતુઓ સમતા ભાવી જ્ઞાન-વિવેકી જનોને મોક્ષને માટે થાય છે અને તે ભવમોક્ષ સંબંધી હેતુઓની ગણના કરતા અસંખ્યાત લોકાકાશ પ્રદેશવડે (અન્યૂનાધિક) પૂર્ણ અને પરસ્પર તુલ્ય થાય છે જીન અનંત છતા હેતુ અસંખ્ય કથ્યા તે અધ્યવસાય સ્થાનની અપેક્ષાએ સમજવા ૨૪૨

इरियावहियाईया। जे चेव हवति कम्मबंधाय ॥
अजयाण ते चेव ओ। जयाण निव्वाणगमणाय ॥४३॥

ગમનાગમન, ભોજન, શયન પ્રમુખ જે (ક્રિયા) અજયણાવંતને કર્મ બંધ ભણી થાય છે તેજ ક્રિયા જયણાવંતને કર્મ નિર્જરાવડે મોક્ષને માટે થાય છે ૨૪૩

एगंतेण निसेहो । जोगेसु न देसिओ विही वा वि ॥
दलियं पप्प निसेहो । हुज्ज विही वा जहा रोगे ॥४४॥

ગમનાગમન, ભોજન, શયનાદિક વ્યાપારોમાં જિનોએ એકાંત નિષેધ કે એકાંત આદેશ કર્યો નથી. પણ જેમ રોગમાં જીવ દ્રવ્યને પામીને વિધિ નિષેધ કરવામાં આવે છે, એટલે અમુકને અમુક પ્રકારના જ્વરમાં સદ્વૈદ્ય અમુક વસ્તુની છૂટ આપે છે ત્યારે અન્યને જૂદાજ પ્રકારના સંયોગોને લઈ તેવાજ જ્વરમાં તે વસ્તુનો નિષેધ કરે છે, તેમ અત્ર પણ જિનો તથાવિધ સંઘયણ વિનાના છતાં શાસ્ત્ર અભ્યાસમાં પ્રવૃત્ત થયેલા સાધુને અતિ આકરાં તપનો નિષેધ કરે છે, અને સ્નિગ્ધ આહારાદિકની આજ્ઞા આપે છે, ત્યારે દૃઢ સંઘયણ વાળા સાધુને આશ્રી તેજ કર્મરોગની ચિકીત્સામાં તેથી જૂદુંજ બતાવે છે. અથવાતો એકજ જીવ દ્રવ્ય આશ્રી દેશ કાલાદિકના ભેદથી કાર્ય ભેદ બતાવે છે. ૨૪૪.

अणुमित्तोवि न कस्सइ । बंधो परवत्थुपच्चया भणिओ ॥
तहवि य जयंति जइणो । परिणामविसोहिमिच्छंता

કોઈને પરવસ્તુ પ્રત્યય ( બાહ્ય અર્થ કારણે ) કશો બંધ કે મોક્ષ થતો નથી પણ પોતાના પરિણામથીજ બંધ કે મોક્ષ થાય છે. તોપણ પરિણામ વિશુદ્ધિને ઇચ્છતા મુનીશ્વરો પ્રાણાતિપાત વિરમણાદિક વિષયોમાં યત્ન કરે છે, તે યુક્તજ છે. ૨૪૫.

जो पुण हिंसाययणे–सु वट्टई तस्स नणु परीणामो ॥
दुठ्ठो न य तं लिंगं । होइ विसुद्धस्स जोगस्स ॥४६ ॥

અને જે (આપમતિથી) હિંસાદિક કાર્યમાં પ્રવર્તે છે તેનો પરિણામતો દુષ્ટ સમજવો હિંસાદિક સ્થાનકોમાં વર્તવું એ વિશુદ્ધ પરિણામવતનું લક્ષણ નથી ૭૬

पडिसेहो अ अणुन्ना । एगतेण न वन्निया समए ॥
एमा जिणाण आणा । कज्जे सच्चेण होअव्व ॥ ४७ ॥

(જોડે) સિદ્ધાન્તમાં એકાંત વિધિ કે નિષેધ ઉપદિશ્યા નથી પણ જે સમયે કરવા યોગ્ય હોય તે કરતા નિર્દંભ—દંભરહિત વર્તવું એ તો ખાસ જિન આજ્ઞા છે ૭૭

दोमा जेण निरुज्झति । जेण खिज्जति पुव्वकमाइ ॥
सो सो मुक्खोवाओ । रोगावत्थासु समण व ॥४८॥

જેનાથી દોષોનો નિગ્રહ થાય એટલે કે દોષોનું શમન થાય, તેમજ પૂર્વકર્મનો ક્ષય (નિર્જરા) થાય, તેને રોગાવસ્થામા ઔષધ સમાન મોક્ષોપાય સમજવો ૭૮

बहु-वित्थर-सुस्सग्ग । बहुयर-मुववाय-वित्थर नाउ ॥
जेण न मजमहाणी । तह जयसु निज्जरा जह य ४९

બહુ વિસ્તારયુક્ત ઉત્સર્ગ (વિધિમાર્ગ) ને તથા અતિ બહુ વિસ્તારયુક્ત અપવાદ (નિષેધમાર્ગ)ને જાણી, જેમ સંયમની હાનિ ન થાય, તેમજ જેમ કર્મ નિર્જરા થાય, તેમ હે ભદ્ર ! તું પ્રયત્ન કર ! ૭૯

